

# અનુભવાનંદ

## પદમાળા.


રચનાર,

મહારાજ મગનલાલ ઉર્ફે આનંદરામ દયારામ.

મુ. અમદાવાદ, રાયપુર–કાપડીવાડ.



પ્રકાશક,

હરદાસ મહારાજ મનજેશંકર માણજીવન.

રાયપુર કાયવાડો—અમદાવાદ.

અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.





આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૭    સને ૧૯૨૧

કિંમત ૦-૧૩-૦.



# અનુભવાનંદ

## પદમાળા.

રચનાર,

મહારાજ મગનલાલ ઉર્ફે આનંદરામ દયારામ.

મુ. અમદાવાદ, રાયપુર-કાપડીવાડ.

પ્રકાશક,

હરદાસ મહારાજ વજેશંકર પ્રાણજીવન.

રાયપુર કાચવાડો—અમદાવાદ.

અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.



આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૭ સને ૧૯૨૧

કિંમત ૧-૦.

# કુંડળીઆ.

જગમાં જનમી જીવડા, જાંણ્ય જનમ દેનાર ॥ જેણે જઠરા જાળવ્યો મળથી કહાડયો બહાર ॥ મળથી કહાડયો બહાર, વખત તે લે વિચારી ॥ ઉંધે મુસ્તક હતો, હતી ત્યાં શી ગતી તહારી ॥ ખરૂ જાંણ્ય મમ વેંણુ, ઉતારી લે રગ રગમાં ॥ જાણ્ય જનમ દેનાર, જીવડા જનમી જગમાં. ॥

જગમાં જીવડા જરૂર તું, ભારે ખત્તા ખાઇશ ॥ હાલ તને તે નહિ સુજે, પાછળથી પસ્તાઇશ ॥ પાછળથી પસ્તાઇશ, વિચારી જો અંત્તરમાં ॥ લક્ષ ચોરાશી ફરીશ, પડીશ પાછો તંત્તરમાં ॥ સમજણુ પડશે પછી, પીડય ભોગવતાં જગમાં ॥ ભારે ખત્તા ખાઇશ, જરૂર તું જીવડા જગમાં ॥

સ્વારથીઆં જો સર્વજન, માત તાત ને ભ્રાત ॥ સ્વારથ વિણુ નહિ કો સગુ, માંન્ય ખરી મુજ વાત ॥ માન્ય ખરી મુજ વાત, સગો એક ઇશ્વર અંત્તે ॥ કર્ય તે સાથ સબંધ, કર્યું જેમ સગપણુ સંતે ॥ અંત્તે અળગાં સગાં, હાલ માયાથી મથીઆં ॥ તાત માત કે ભ્રાત, સર્વ જન જો સ્વારથીઆં ॥

સ્વારથ સૌ સૌનો કરે, કેમ રહ્યો લપટાઇ ॥ મિથ્યા શીદ મમતા ધરે, ભુલ્ય ખાય છે ભાઈ ॥ ભુલ્ય ખાય છે ભાઈ, બધુ બગડે છે તહારૂ ॥ લક્ષ ચોરાસી ફેર, ભોગવીશ નહિ ધારૂ ॥ તે માટે તું જીવડા, કાંઈ પણુ કર પરમારથ, શીદ રહ્યો લપટાઈ, કરે સૌ સૌનો સ્વારથ. ॥

હું જનમ્યો તે કોણુ છું, અરે હું તો કયાં જઇશ ॥ શા કારણુ હું જનમીયો, છેવટ ગતે શી થઇશ ॥ છેવટ ગતે શી થઇશ, લઇશ એમ મનમાં તુંતો ॥ કર એમ ઉંડો વિચાર, જાગ્ય જીવડા શું સુતો ॥ જે વિણુ છુટકો છે નહિ, તેજ કામ કરી લેનેતુ !! અરે હું તો કયાં જઇશ, કોણુ છું જનમ્યો તે હું ॥

# વિજ્ઞપ્તી.

એક વખત વિઠ્ઠલવર ચાહ્યા—એ રાગ.

ઉત્તમ આ મુનષાદેહ પામી, ભવસાગર તરવાવાળા;
એવા આત્માની આ નૌકા, અનુભવાનંદ પદમાળા. ટેક.

જે જીવ સહાય જોઈને થાકયા, માયાના ચેટક ચાળા;
જન્મ મરણના આવાગમનથી, પામેલા જે કંટાળા,
જેનું મન આ દ્વંદ ફંદથી, છુટવા મારે ઉછાળા. એવા. ૧

જેને છે આ ભવાબ્ધિ ભયરૂપ, તે ઉપર પ્રગટે લ્હાળા.
કામ ક્રોધ મદ મોહાદીકપર, ઉપજે અતિશે ઉકાળા;
જેનું મોક્ષ વિશે મન એવા, મુમુક્ષુ જન ધન્ય મુંછાળા. એવા. ૨

જક્ત યુક્ત અવિદ્યા દેખી, પ્રગટે છે જેને જ્વાળા,
પંચ વિષય પર અભાવ જેને, ગોઠે જ્ઞાન તણી શાળા;
ગુંણાતિત માયાતિત જેને, નાથ નિરખવા નિરાળા. એવા. ૩

સ્થુળ સુક્ષ્મ કારણ મહા કારણ, તજવા મન મારે ફાળા,
મનુષાદેહ પામીને પીવા, બ્રહ્મરસના રઢીયાળા,
અખંડ નિર્ભય પદ ઉપર દ્રઢ, ધારે જે કરવા ઢાળા. એવા. ૪

જ્ઞાતા જ્ઞાન અને વળી જ્ઞેયના, નહિ કદી તજવાવાળા,
ધ્યાતા ધ્યાન અને વળી ધ્યેયના, ભાવ વડે ભજવાવાળા;
વ્યાસ મગનની સંજ્ઞાના જે, શબ્દો સમજે મરમાળા. એવા. ૫

# અનુક્રમણીકા.

( રાગ. સુરદાસના થેકાનો. )



( બનવારી બને મોરારી. એ રાગ. )



( રાગ. ધીરાના પદનો. )



(જીવડલા, આજ કે કાલ જાવું. એ રાગ.)



(ચાલો ડાકોરમાં જઇ વસીએ એ રાગ.)



(જીણા મારૂજી હોરાજ. એ રાગ.)



(હરીનો મારગ છે સુરાનો. એ રાગ.)



(કે વીંઝણો રમણ ચડયોરે લોલ. એ રાગ.)



( રાગ ગઝલનો. )



( અચકો મચકો કારેલી. એ રાગ. )



(ભમતાં વીત્યા ભવ કેટલારે. એ રાગ.)



( કહિએ કેટલુંરે. એ રાગ. )



(રઘુપતિ રામ રૂદેમાં રેજો. એ રાગ.)



( વિઠ્ઠલવર વરવા મહારે—એ રાગ. )



મોક્ષમાર્ગી. વ્યાસજી મહારાજ આણંદરામ ઉર્ફે મગનલાલ દયારામ

ઠે: રાયપુર કાપડીવાડ. મુ. અમદાવાદ.



# અનુભવાનંદ પદમાળા.

 પદ ૧ લું. 

( કામી શું ના કરે—એ રાગ. )

સમરો સૌ ગણપતી, કરે મંગળકૃતી અતી. સમરો. ટેક.
લંબોદર ગજવદન મનોહર, દયાનીધી સીધી બુદ્ધીવર;
સુધારે સદામતી, કરે મંગળકૃતી અતી. સમરો. ૧
ધ્યાંનધરે સનકાદીક સુરનર, સૃષ્ટિ જન સમરે સૌ ઘરઘર;
સ્મરે છે જોગી જતી, કરે મંગળકૃતી અતી. સમરો. ૨
*આનંદરામ પ્રણામ કરીને, ગણપતી ચરણે શીશ ધરીને;
ગજાવે જ્ઞાંનગતી, કરે મંગળકૃતી અતી. સમરો. ૩

પદ ૨ જું.

નર નુઘરા નહિં તરે, કદિ કોટી ઉપાયો કરે. નર નુઘરા. ટેક.
નારદે જવ ગુરૂ ન કરીયા, મોક્ષ દ્વારથી પાછા ફરીયા;
ગુરૂથી અર્થ સરે, કદિ કોટી ઉપાયો કરે. નર નુઘરા. ૧
ગુરૂ કર્યો વિણુ જડે ન જુક્તી, મળી શકે નહિં સાયુજ મુક્તી;
પર્મપદે ના ઠરે, કદિ કોટી ઉપાયો કરે. નર નુઘરા. ૨
ગુરૂ વિણુ જ્ઞાંન પ્રગટ નવ થાયે, જીવનું જન્મ મરણુ ના જાયે,
શ્રુતિ સદા ઉચરે, કદિ કોટી ઉપાયો કરે. નરનુઘરા. ૩
આનંદ ગુરૂ ચરણુ શીર નામે, પુરણુપદ પામે પરીણામે;
પાછો નહિ તે ફરે, કદિ કોટી ઉપાયો કરે. નર નુઘરા. ૪

---

* આનંદ–મગન.

## પદ ૧ લું.

( વાટ જુવે છે મીરાં રાંકડીરે—એ રાગ. )

પ્રથમ મારા પ્રણામ છેરે, વલ્લભ ગુરૂજી;
હરી ભજવા દીધી હામ છેરે; વલ્લભ ગુરૂજી. પ્રથમ. ટેક.
છો સુભ જ્ઞાતારે, મમ ત્રાતા માતારે;
દયા તણા દાતારે, કરી સુખ શાંતારે,
તમ સરણું સુખ ધામ છેરે, વલ્લભ ગુરૂજી;
સત્સંગે ઠરવા ઠામ છેરે, વલ્લભ ગુરૂજી. પ્રથમ. ૧
દીધુ જ્ઞાંન સાચુરે, નથી કાંઇ કાચુરે;
અંત્તરથી યાચુરે, નમી નમી નાચુરે;
આપ્યો અચળ મુકામ છેરે, વલ્લભ ગુરૂજી;
આનંદરામને વીરામ છેરે, વલ્લભ ગુરૂજી. પ્રથમ. ૨

## પદ ૨ જું.

કરૂ પ્રણામ હું પ્રેમથી, ગુરૂવર ગુંણવંત્તા;
નામુ સદા શીશ નેમથી, ગુરૂવર ગુંણવંત્તા. કરૂ. ટેક.
દયા કરી દાસનેરે, જણુંવ્યા અવીનાશનેરે;
ટાળ્યો મમ ત્રાસનેરે, ધન્ય ગુરૂ વ્યાસનેરે,
જ્ઞાંન દીધુ રૂડી રેમથી, ગુરૂવર ગુંણવંત્તા;
મુકાવ્યો માયા માઝેમથી, ગુરૂવર ગુંણવંત્તા. કરૂ. ૧
સેવા કરૂ મનથીરે, પુષ્પ ચંદનથીરે;
ટળે દુઃખ તનથીરે, આપ દર્શનથીરે,
વરયો દુર વિશ્વના વેમથી, ગુરૂવર ગુંણવંત્તા;
આનંદ પ્રગટયો આ તેમથી, ગુરૂવર ગુંણવંત્તા. કરૂ. ૨

## પદ ૩ જું.

રમરૂ સદા હું આપનેરે, પેરક પ્રભુજી;
જપુ તમારા જાપનેરે, પેરક પ્રભુજી. રમરૂ. ટેક.
છોડો સંસારથીરે, માયાના મારથીરે;
ત્રાસ્યો વહેવારથીરે, જન સૌ સ્વારથીરે,
જાંણ્યાં સગાં મા બાપનેરે, પેરક પ્રભુજી;
મોહથી ખાધી ભુલ્ય થાપનેરે, પેરક પ્રભુજી. રમરૂ. ૧
વખાંણ્યો માંનમાંરે, ચડયો તેમ તાંનમાંરે;
ભટકયો બે ભાંનમાંરે, હરખ્યો સંતાંનમાંરે,

જાણ્યો નહી આપ પ્રતાપનેરે, પેરક પ્રભુજી;
ટાળો આનંદનો એ તાપનેરે, પેરક પ્રભુજી. સ્મરૂ. ૨

પદ ૪ થું.

અરજી મહારી ઉર ધારજોરે, અંત્તરયામી;
ભુંડા ભવાબ્ધીથી તારજોરે, અંત્તરયામી. અરજી. ટેક.
ડુબતો હું જાઉંછું રે, અતિ અકળાઉંછુંરે;
દુઃખી બહુ થાઉંછુંરે, પુરણ પસ્તાઉંછુંરે,
એથી હવે તો ઉગારજોરે, અંત્તરયામી;
વિપત્તી આટલી વિડારજોરે, અંત્તરયામી. અરજી. ૧
ઓ અવીનાશીરે, અલક નીવાશીરે;
ઘણો ગયો ત્રાશીરે, ફેડો જગ ફાંશીરે,
અવગુંણ મારા વિસાર જોરે, અંત્તરયામી;
આનંદ ઠેકાંણામાં ઠારજોરે, અંત્તર યામી. અરજી. ૨

પદ ૫ મું.

પ્રભુ ભજ્યા નહી જેમણેરે, જગમાં જનમી;
જીંદગી બગાડી તેમણેરે, જગમાં જનમી. પ્રભુ. ટેક.
ધીક તેના તાતનેરે, ધીક તેની માતનેરે;
ધીક તેના ભ્રાતનેરે, ધીક તેની જાતનેરે,
ભુમી ભારે મારી એમણેરે, જગમાં જનમી;
પેઢી ડુબાવા ધારી એમણેરે, જગમાં જનમી. પ્રભુ. ૧
ધીક તેના નામનેરે, ધીક તેના ધામનેરે;
ધીક તેના દામનેરે, ધીક તેના ગામનેરે,
આવું નરતન ધર્યું શું એમણેરે, જગમાં જનમી;
આનંદરામ કર્યું શું એમણેરે, જગમાં જનમી. પ્રભુ. ૨

પદ ૬ ઠું.

પ્રભુ ભજ્યા જેણે પ્રીતથીરે, જન્મ સફળ છે,
રામ રટયા જેણે રીતથીરે, જન્મ સફળ છે. પ્રભુ. ટેક.
ધન્ય તેના તાતનેરે, ધન્ય તેની માતનેરે;
ધન્ય તેના ભ્રાતનેરે, ધન્ય તેની જાતનેરે,
ચોટાડયુ ચત્રુભુજમાં ચીતનેરે, જન્મ સફળ છે;
તાકયુ તેણે પોતાના હીતનેરે, જન્મ સફળ છે. પ્રભુ. ૧
ધન્ય તેના નામનેરે, ધન્ય તેના ધામનેરે;
ધન્ય તેના દામનેરે, ધન્ય તેના ગામનેરે,

મેળવી શક્યો સૈ જીતનેરે, જન્મ સફળ છે;
આનંદે પીધુ અમ્રીતનેરે, જન્મ સફળ છે. પ્રભુ. ૨

પદ ૭ મું.

જગમાં મુવેલા જાણવારે, ભજન વિનાના,
પાપી પુરા પરમાંણુવારે, ભજન વિનાના. જગમાં. ટેક.
નહી તે તો માનવીરે, રઝળતા રાંનવીરે;
ધીક તેની જાનવીરે, દેખો એ દાંનવીરે,
અવતર્યા ભુમી ભાર તાંણુવારે, ભજન વિનાના;
જનમ્યા માયા સુખમાણુવારે, ભજન વિનાના. જગમાં. ૧
પાંમર જન પેખવારે, લપોડ શંખ લેખવારે,
દુષ્ટ સમ દેખવારે, ઉરથી ઉવેખવારે;
પાક્યા મહી સાગરના પાંણુવારે, ભજન વિનાના,
આનંદરામ શું વખાણુવારે, ભજન વિનાના. જગમાં. ૨

પદ ૮ મું.

મીથ્યા માયામાં શું મોઇ રહ્યોરે, પાંમર પ્રાણી;
જુઠી કાયામાં શું જોઇ રહ્યોરે, પાંમર પ્રાણી. મીથ્યા. ટેક.
વિશ્વ વાદળનો ગોટો, દુનીયાં દરપણનો ફોટો,
કાયા પાંણી પરપોટો, ખેલ એમ ખલકનો ખોટો;
પ્રીતી તેમાં શું પ્રોઇ રહ્યોરે, પાંમર પ્રાણી;
કોહી કાદવની શું ધોઇ રહ્યોરે, પાંમર પ્રાણી. મીથ્યા. ૧
જેવો વિજળી ઝબકારો, એવો આયુસ્ય તારો;
સંસાર સપ્નાંત્તર ધારો, વિરલા જન કોઇ વીચારો;
ફોગટ વારીશું વલોઈ રહ્યોરે, પાંમર પ્રાણી;
આનંદ અખંડ સુખ શું ખોઇ રહ્યોરે, પાંમર પ્રાણી. મીથ્યા. ૨

---

પદ ૧ લું.

આવોને મારા રૂપાળા રણછોડરે—એ રાગ.

મનુષ્ય થઇને હરીગુંણ જો નવ ગાયરે;
સ્વાંન મનુસ્યમાં ફેર શાંનો સમજાયરે. ૧
સુધા પીપાષા તુજને છે ભાઇ જેવીરે;
સ્વાંનને પણ છે સુધા પીપાષા તેવીરે. ૨
નીદ્રા ભય આળસ ક્રોડા તને જેમરે;
તે પણ સઘળુ સ્વાંન કરે છે તેમરે. ૩

તુજમાં સ્વાંનમાં ફેરફાર નથી કાંયરે;
કહે બાર જ્ઞાંનમાં સરખાં તું તે થાયરે. ૪
માટે સ્વાંનના સરખો તું છે ભાઈરે;
ફેર હોય તો કહે મુજને તું આંઈરે; ૫

## સ્વાલ-ઉત્તર.

સ્વાલ—સુંણ્ય ઓધી તને ફેર સમજાવું હાવેરે;
સ્વાંનના જેવું પુચ્છ મારે ક્યાં કાવેરે. ૧
ઊ—અલ્યા મુરખ તું કેમ બોલે છે છોકુંરે;
પુંચ્છ નથી એક એટલું તુજમાં ઓછુંરે. ૨
સ્વા—સ્વાંન થકી બહુ ઉત્તમ હું તો કાવુંરે;
રળી ખાવાને ઠામો ઠામ જો જાવુંરે. ૩
ઊ—અલ્યા મુરખ તું શું મનમાં મકલાયરે;
રળીખાવા જો સ્વાંન ઘરોઘર જાયરે. ૪
સ્વા—જુવો હું તો કરૂં સ્વાંનથી સારૂં કામરે;
મહેનત કરીને બાંધુ રહેવા ધામરે. ૫
ઊ—અરે મુરખતુ વણ સમજે ઉચરે છેરે;
સ્વાંન પણ રેવા માટે બોડય કરે છેરે. ૬
સ્વા—સુંણો સ્વાંનથી દૈવત હું બહુ દાખુરે;
રળી લાવીને સઘળુ સાંચી રાખુરે. ૭
ઊ—અરે મુરખતું મત તારો શું હાંકેરે;
રળી રોટલો સ્વાંન ધુળમાં ઢાંકેરે. ૮
સ્વા—સુંણો ઓધી હું માંનવ સમજણ વાળુરે;
બાળબચ્ચાંને પોસીને હું પાળુંરે. ૯
ઊ—અરે મુરખ તુજ સમજણ સ્વાંનથી હેઠેરે;
સ્વાંન બાળબચ્ચાં પાળે છે તુજ પેઠેરે. ૧૦

## બોધ.

નથી સ્વાંનમાં તુજમાં ફેર લગારરે;
ફેર જાંણું જ્યારે જપે જો જુગદાધારરે. ૧
માનું માંનવી જો કરે કંઇ પુન્યદાંનરે;
વર્ત વર્તુલાં કરી ભજે ભગવાંનરે. ૨
સુંણી સ્વાલીએ નીચું જોયું ત્યારે રે;
આવ્યાં આંખ્યમાં આંસુંડાં ચોધારેરે. ૩

અરે જન્મ શું મારો સ્વાંન સમાનરે;
આજથી ભક્તી કરી ભજું ભગવાંનરે. ૪
ધન્ય ભાગ્ય મને મળ્યા તમે મહારાજરે;
જ્ઞાન પ્રગટ મને ઘટમાં કીધું આજરે. ૫
કેમ ભૂલું હું આપ તણો ઉપકારરે;
આનંદ રામ મમ સફળ કર્યો અવતારરે. ૬

## પદ ૨ જું.

કાયા કહે છે શુણો સ્વાંમી જીવરાજરે;
સંગ તમારો કીધો ક્યાં મેં આજરે. ૧
રણમાં રઝળતી ચાલ્યા મને મેલીરે;
દયા ધરો કંઇ હે કોણ મારૂં બેલીરે. ૨
ભોગ લાગ્યા મેં કીધો તમારો સંગરે;
ધર્યાં તમે આ ધુતારાના ઢંગરે. ૩
મુકી ચાલ્યા મતલબના તમે યારીરે;
રહી રઝળતી હવે દશા શી મહારીરે. ૪
ન્હોતી જાંણુતી પેલું હું તો હાવુંરે;
તમ સંગે હવે કોઈ કાળે ન ફસાવુંરે. ૫
છેતરીને છેહ દીધો છેવટ આમરે;
નામ તમારૂં શાનું આનંદરામરે. ૬

## પદ ૩ જું.

જીવરાજ કહે શુણ્ય રંડા તું કાયારે;
મુર્ખ બન્યો હું કીધી તારી માયારે. ૧
તારી સંગે વેઠયાં મેં બહુ દુઃખરે;
શમાંત્તરમાં જરી ન પાંમ્યો સુખરે. ૨
તુજ માટે મેં તજ્યું મારૂં ઘરબારરે;
તાત તણો મેં રાખ્યો નહીં દરકારરે. ૩
તુજ પ્રેમમાં મુર્ખ બન્યો હું આપરે;
લજા પાંમ્યા લાખ ધણી મુજ બાપરે. ૪
તાત તણી કોઇ દીન ના સુંણી વાતરે;
તારા સંગે ભુલી ગયો મમ જાતરે. ૫
અરે પાપણી ભુંડુ તારૂં કામરે;
હવે તો અળગો રહેશે આનંદરામરે. ૬

## પદ ૪ થું.

કાયા કહે છે શુણો આતમરામરે;
મેં તો તમારૂં ઘણું કર્યું છે કામરે. ૧
જ્યાં જ્યાં ઇચ્છા જવા કરી તમે નાથરે;
ત્યાં ત્યાં હું તો આવી તમારી સાથરે. ૨
વખુટા તમને થવા દીધા ના લેશરે;
સેવા તમારી ઘણી કીધી મેં બેશરે. ૩
તમ સંગે મેં ઘણો ખાધો છે મારરે;
વહાલા તમથી વેઠયાં દુઃખ અપારરે. ૪
અનેક રોગો વેઠયા મારી જાતેરે;
તમને દુઃખ નવ દીધું મેં કોઇ વાતેરે, ૫
ભલું કર્યું આ ભુંડું કરો શું કામરે;
આમ ઘટે નહીં તમને આનંદરામરે. ૬

## પદ ૫ મું.

આતમ કહે છે ભુંડી કુંડી તું કાયારે;
તારી સોબતે ડુબ્યા જન બહુ ડાયારે ૧
જબરી બેડી તારી જુલમં કરનારીરે;
કેદ કર્યો મને નીચી નીર્લજ નારીરે. ૨
જેમ નચાવ્યો તેમ નાચ્યો તુજ સંગ;
ભ્રષ્ટ બનાવ્યો લાગ્યો તારો રંગરે. ૩
અધમ કામમેં તુજથી કીધા રંડારે;
તુજને તો હજુ દેવા જોઇએ ડંડારે. ૪
તેંતો કરાવ્યાં કુડાં ભુંડાં બહુ કર્મરે;
તુજ સંગે હું તજી ગયો મમ ધર્મરે. ૫
હવે તો કોઇ દીન લેઉ નહિં તારૂં નામરે;
રહેસે સદાય અળગો આનંદરામરે. ૬

## પદ ૬ ઠું.

કાયા કહે તવ સુંણોને આતમ સ્વામીરે;
છેલ્લી વિનતી કહું છું હું શીશ નામીરે. ૧
હવે હું મારી ચાલ ચલગત સુધારૂંરે;
કેહેશો તેમ હું કહ્યું કરીશ તમારૂંરે. ૨
સ્વધર્મ પાળીશ સતી તણા હું નાથરે;
સેવા કરવા દ્યો મુજને તમ સાથરે. ૩

તમો વીના મને ઘડી પલક નવ ગોઠેરે;
સમરણ તમારૂં કરીશ હરનીશ હોઠેરે. ૪
કોઇ વાતની કમીના નહી હું રાખુંરે;
દાસી તમારી દુઃખ કહિ નહીં દાખુંરે. ૫
કેશો જેમ તેમ કરીશ કામ તમામરે;
અળગી નવ કરશો ઓ આનંદરામરે. ૬

## પદ ૭ મું.

આતમરામ કહે સુણ પાપણી નારરે;
ભુંડી રાંડ જો ભુંડો તારો અવતારરે. ૧
તારામાં તો અનેક અવગુણ દીશેરે;
નીચામાં પણ નીચી જાત અતીશેરે. ૨
જેણે જેણે કીધો તારો સંગરે;
તેહ બધાના થયા જો કેવા ઢંગરે. ૩
દુધ મીઠાઇ અન્ન મેવા જો તું ખાયરે;
તારા સંગે વિષ્ટા તે થઈ જાયરે. ૪
બદામ પસ્તાં ચારોળી ઘી ચાખેરે;
તેવાને પણ નર્ક કરી તું નાંખેરે. ૫
મારી દશા પણ તેના જેવી થાયરે;
આનંદરામ આમ તુજથી ત્રાશી જાયરે. ૬

## પદ ૮ મું.

આતમરામ કહે કાયા તું છે કુડીરે;
ભવેભવ જો ભુંડામાં તું ભુંડીરે. ૧
અનેકવાર જો સંગ કર્યો મેં તારોરે;
ઉગરવાનો આવ્યો નહી મમ આરોરે. ૨
ભલું થયું મને ગુરૂ મળ્યા ગુણ ગ્રામરે;
તેથી જાંણ્યા અવગુણ તુજ તમામરે. ૩
તારા સંગે ગોધા મેં બહુ ખાધારે;
તેથી તુજ સંગ તજવા લીધી બાધારે. ૪
અકલહીણ જીવ તુજ ફંદે ફસાયારે;
જ્ઞાનીજન તો ન કરે તારી માયારે. ૫
હું તારૂં કોઇ કલ્પે નવ દેઊં નામરે;
આનંદરામના છેલ્લા છે પ્રણાંમરે. ૬

## પદ ૧ લું.

### બલિહારી રસીઆ ગિરધારી–એ રાગ.

જો તપાસી, રે નર તનના વાસી, આતમરામ હો;
ડર દિલમાં, પંચ વિષના ભોગી, તહારી વલે શી થશે ? ટેક.
શબ્દ વિષયથી પેલાં, હરણું બિચારાંરે;
મરણુ પામે છે વન ઠામ, આતમરામ હો. ડર દીલમાં. ૧
સ્પર્ષ વિષયથી મ્હોટા, માતંગ મરતારે;
ખાલી પડે છે જેનાં ચામ, આતમરામ હો. ડર દીલમાં. ૨
રૂપ વિષયથી પ્યારાં, દીવામાં પતંગીઆંરે;
પડીને મરે છે તમામ, આતમરામ હો. ડર દીલમાં. ૩
રસરે વિષથી એવાં, મરે પેલાં માચ્છલાંરે;
કાયાને કરે છે નકામ, આતમરામ હો. ડર દીલમાં. ૪
ગંધ વિષયથી મરતા, ભમરા કમળમાંરે;
ભુંડા ભુલે છે એતો ઠામ, આતમરામ હો. ડર દીલમાં. ૫
આનંદરામ એથી, ચેત્તીને ચાલજોરે;
જો જો બેસે ના બદલામ, આતમરામ હો. ડર દીલમાં. ૬

## પદ ૨ જું.

નહિ રૂડા, સાકુટ શઠ બહુ ભુંડા, જીવરાજરે;
એવા નરરે, નુઘરની સાથે, સ્નેહ ન કરીએજી. ટેક.
સાકુટ શઠ વાંદર સાથે, સ્નેહ કર્યો સુગરીએ;
બેઠી ગુમાવિ ઘર છાજ, જીવરાજરે. એવા નરરે. ૧
સાકુટ શઠ ઉંદર સાથે, સ્નેહ કર્યો હંસલાએ;
પાંખો પોતાની કરી તાજ, જીવરાજરે. એવા નરરે. ૨
સાકુટ શઠ સાવજ સાથે, સ્નેહ કર્યો વાડવેરે;
ત્યારે ઘેરાયો મર્ણુ કાજ, જીવરાજરે. એવા નરરે. ૩
સાકુટ શઠ કૌરવ સાથે, સ્નેહ કર્યો પાંડવેરે;
માંથે ડોલાવ્યાં દુઃખ આજ, જીવરાજરે. એવા નરરે. ૪
સાકુટ શઠ કેરા એવા, કેટલા દેઉ દાખલારે;
કહેતાં જીભલડી આવે લાજ, જીવરાજરે. એવા નરરે. ૫
આનંદરામ એથી, ચેતીને ચાલજોરે;
નહિતો શઠ સાકુટ લેશે લાજ, જીવરાજરે. એવા નરરે. ૬

## પદ ૧ લું.

### રાગ, સવૈયાનો.

મહા મોંઘો મનુષ્ય દેહ મળીઓ, બીજા સૌ છુટી અવતાર,
જન્મ ધરીને વૃથા ગુમાવ્યો, જો સમર્યો નહિ સરજનહાર;
વિશ્વપતિથી વિમુખ પડતાં, કહો કેમ કોપે નહિ કિરતાર,
સફળ જન્મ જો કરવો હોય તો, શિક્ષા સુણો નરને નાર. ટેક.
રે છળ ભેદને કપટ કરતાં, ડર પામે ના દીલ લગાર,
કામ ક્રોધ મદ મોહ વધારી, ભમતો હિંડે બહાર બજાર;
પણ શા કારણ જન્મ ધર્યો છે, તેનો તેં ના કર્યો વિચાર. સફળ. ૧
કથા કીર્તનો કાંઈ સુણે નહિ, દેવ તણા ના દીઠાં દ્વાર,
કર્મ ધર્મ પણ કાંઇ ન પાળે, ચર્મ તું ચુંથે થઇ ચમાર;
ખરા સ્વાર્થનો અર્થ ન શોધે, વંઠી વ્યર્થ ગયો ઘર બહાર. સફળ. ૨
કંઇકવાર તું ઝાડ પહાડમાં, જન્મ પામીઓ અપરમપાર;
પશુ કીટ પતંગ તણા પણ, જન્મોનો ના રહ્યા શુમાર;
પશુયોનીમાં થઇ ખર પાડા, અણુ તોળ્યો ઉપાડયો ભાર. સફળ. ૩
તે માટે જીવ સ્મર્ણ કરી લે, ખોટી કરવા ખાણ્યોચાર;
માલીકને જો મુકે નહિ તો, ચુકાવે મદગળનો માર;
મળ મુત્તરના બંધન છુટે, અંતે પામે પદ આધાર. સફળ. ૪
જીવડા તુ તો જાણ્ય બરોબર, સ્વપ્ના સરખો આ સંસાર;
શા માટે તુ સાચું માને, મિથ્યા વિશ્વતણો વિસ્તાર;
સગાં સબંધી કુટુંબ કબિલો, તજી ચાલવું સૌ પરીવાર. સફળ. ૫
માત તાત ભગની ને ભ્રાતો, નારી કે કુંવરી કુમાર;
કરડી કુટી ખાનારાં સૌ, એમાં ખોટુ નથી લગાર;
અંતસમાનું નહિ કોઇ બેલી, ખાલી શીદ ધરે છે પ્યાર. સફળ. ૬
રાજપાટ જર જમિન સઘળુ, તારૂ ધારે મન મોઝાર,
પણ તેમાંનું નહિ કંઈ તહારૂ, આત્માથી જુદુ આગાર;
રિદ્ધ સિદ્ધને નવે નિદ્ધના, ભરીઆ સૌ રહેશે ભંડાર. સફળ. ૭
છેક છકેલો થઇ શું છાકે, તાકે શિરપર કાળ કટાર,
કુકર્મો કરતાં તું ડર ભાઈ, લઇ માળા કર મુખ ઉચ્ચાર;
છેવટ શ્રીજી થાય સહાય તો, તુજ બેડો ઉતારે પાર. સફળ. ૮
ગુરૂ વિના એ ગમ પડે નહિ, ગુરૂ કરી કર ગુણાકાર,
અડચણ એથી આગળ નાવે, પહેલે નંબર પાસ થનાર;
મીઠુ માની સૌમાં મળવ, ખોટો મુકી દે તું ખાર. સફળ. ૯

આ શિક્ષા તો શાણા સમજે, બાકી સુણો વર્ણ અઢાર,
પારસ સંગ થકી લોહ કંચન, તેવા ગુરૂથી તિમિર વિડાર;
કંચન સમ જીવ કિમત થાશે, વ્યાસ મગન કહે વારમવાર. સફળ. ૧૦

## પદ ૨ જું.

જેહ ધર્મમાં સત્ય મળે નહિ, તેહ ધર્મ ચિન્હ ધરવું શું ?
જેહ દાનમાં દયા ન દીસે, તેવા દાનને કરવું શું ? ૧
જે જપ તપમાં મન વસ્ય ન મળે, તે જપ તપમાં ઠરવું શું ?
જે ભક્તીમાં ભાવ મળે નહિ, તે ભક્તિને વરવું શું ? ૨
જેહ જ્ઞાનથી મોક્ષ મળે નહિ, તે જ્ઞાન અનુસરવું શું ?
જેહ ગુરૂમાં જ્ઞાન મળે નહિ, તેવા ગુરૂ કરી ફરવુ શું ? ૩
જે અનુભવે ભ્રાંતિ ન ભાગે, તે અનુભવે આદરવું શું ?
જેહ ત્યાગમાં તૃષ્ણા ન ટળે, તેવા ત્યાગે પરહરવું શું ? ૪
જે વાણીમાં પ્રભુ રસ ન મળે, તેવું વચન ઉચરવું શું ?
જે સાધુમાં સદ્‌ગુણ ન મળે, તેની સંગ વિચરવું શું ? ૫
ગુરૂ લોભી ને ચેલા લાલચુ, તેવા જનથી તરવુ શું ?
આનંદથી આનંદપદ ન મળે, તો આનંદ ઉધરવું શું ? ૬

## પદ ૩ જું.

જય પરમાત્મા જય પરમેશ્વર, જય પુરણ બ્રહ્મ પુરૂષોત્તમ,
જય પરમપદ જય પુરણપદ, જય પરમાનંદ સરવોત્તમ. ૧
જય પરીબ્રહ્મ જય પર્મબ્રહ્મ, જય પુર્ણાનંદ અચ્યુત્તમ;
જય વિશ્વેશ્વર જય વિશ્વોત્તમ, જય વિમળેશ્વર પદ ઉત્તમ. ૨
જય અચળેશ્વર જય અવિનાશી, જય અંતરયામી એકમ,
જય ભાવાતિત જય માયાતિત, જય દ્વંદાતિત સર્વજ્ઞમ. ૩
જય તુરીયાતિત જય ત્રિગુણાતીત, જય અખંડપદ અદવૈતમ,
જય જ્ઞાનાકાર જય જ્ઞાનોમય, જય સરવેશ્વર અવ્યક્તમ, ૪
જય બ્રહ્માનંદ જય સચ્ચિદાનંદ, જય આદિમુળ મોક્ષરૂપમ,
જય વિજ્ઞાનં જય જ્ઞાનંતમ જય નિષકામી નિરલેપમ. ૫
જય ગતિવ્યાપક જય જ્ઞાનઘન, પ્રજ્ઞાનમાનંદ બ્રહ્મ સત્યમ,
જય ન્યારા જયજય બહુ નામી, વંદેવ્યાસ મગન નિત્યમ. ૬

## પદ ૧ લું.

**નાથ કેસે ગજકો બંધ છોડાયો—એ રાગ.**

જુવો વેર જગત ભગતને અનાદી, એવા હાલ ઘણા ઉનમાદી; જુવો. ટેક.
પ્રલ્હાદજીને પોતાના પિતાએ, દુઃખ અતિષય દીધું;
વિશ્વામિત્રે હરીશ્ચંદ્રનું, સરવસ લુંટી લીધું. જુવો. ૧
પાંન્ડવને પણ કાકાના પુત્રો, દુઃખ દેવા પુંઠે પડીઆ;
ભક્તિ કરતાં વિદુરજીને, કૌરવ કુકર્મિ નડીઆ. જુવો. ૨
સુધનવાને શંખ લિખીત શત્રુ, તેલ કઢાને ઉકાળી;
સત્ય હતુ તો શિતળ કીધી, વ્હારે ચઢયા વનમાળી. જુવો. ૩
નરસૈ મહેતાને નાગર નડીઆ, જ્ઞાતિથી દુર કરાવ્યા;
મિરાંબાઇને રાણોજી રૂઠયા, પ્યાલા વિષના પાયા. જુવો. ૪
એ આદી ઘણા ભકતોને વિપતી, આવી ભક્તિને માટે;
વ્યાસ મગન નહિ ડરે દુનિયાથી, શ્યામ ભજે શીર સાટે. જુવો. ૫

## પદ ૨ જું.

પ્રભુ મારો બાનાની પત પાળે, એતો ચુકે નહિ કોઇ કાળે. પ્રભુ. ટેક.
ગજને માટે જળમાં આવી, ગ્રાહ વિડાર્યો ગોપાળે;
પ્રલ્હાદ માટે સ્થંભે પ્રગટ થઇ, સહાય કરી છે છોગાળે. પ્રભુ. ૧
નિભાથી મંઝારી બાળ બચાવ્યાં, જુલમ અગ્નિની જવાળે;
સુધનવાની શિતળ કીધી, તેલ કઢા પ્રતિપાળે. પ્રભુ. ૨
લાક્ષાગ્રહથી પાંન્ડવ ઉગાર્યો, બાપાજી કેમ બાળે;
પંચાળીનાં પટકુળ પુર્યો, નરપતિ સઘળા નિહાળે. પ્રભુ. ૩
ત્રણલોકનો ત્રાસ ટાળવા, બળીરાય ચાંપ્યો પતાળે;
વ્યાસ મગન ભજે ભાવથી ભુધર, સંકટ સઘળાં ટાળે. પ્રભુ. ૪

## પદ ૩ જું.

હું બ્રહ્મ એમ કહે કોઇ પંથી, તેથી છુટે નહિ જીવ ગ્રંથી. હું બ્રહ્મ. ટેક.
જો પોતે બ્રહ્મ હોય તો પુછો, બ્રહ્મના ગુણ છે કેવા;
જે બ્રહ્મના ગુણ તેની સાથે તમે, મેળવી આપો તેવા. હું બ્રહ્મ. ૧
નાવું ધોવું સેવા પુજા, જો કદી એ નથી કરતો;
તો તો આ દુનિયામાં એના જેવો, કોણ અધર્મિ ઠરતો. હું બ્રહ્મ. ૨
દેવ ને દર્શન પણ શું કરવા, પાળવા પડેજ ધર્મો;
વર્ત વર્તુલાં પુન્ય દાનાદી, શીદ કરે સૌ કર્મો. હું બ્રહ્મ. ૩
કહેશે કે પરને માટે કરૂં છું, તો પુછો પર તે શું કહાવે;
પરને પોતે છે ત્યાં સુધી, બ્રહ્મ શી રીતે ઠરાવે. હું બ્રહ્મ. ૪

તેમ છતાં કદી બ્રહ્મ હોય પોતે, તો તે બ્રહ્મ કરી થાપો;
કરતુ અકરતુ અન્યથા કરતુ, તે રચના કરી આપો. હું બ્રહ્મ. ૫
અવસ્થાતિત અંત્તરયામિ, સર્વજ્ઞ બ્રહ્મ કહાવે;
તેવા સૌ ગુણ બ્રહ્મના પોતે, એક તો અનુભવાવે. હું બ્રહ્મ. ૬
ત્યાં સુધી સૌ કાચું કથન છે, તે કોઇ અનુભવી જાણે;
પોતાનો પંથ ચલાવવા માટે, મિથ્યા મમ્મત તાણે. હું બ્રહ્મ. ૭
તેવા મમતી જનને મુમુક્ષુ, માનવા નહિ કોઇ કાળે;
આનંદરામ તો વ્યાસ પ્રતાપે, પરોક્ષ બ્રહ્મને ભાળે. હું બ્રહ્મ. ૮

## પદ ૪ થું.

દેખાદેખી ડોળ કરે છે શુ કરવા, ધારે જન્મ મરણ જો ઉગરવા. દેખા. ટેક.
ડોળ થકી દીનોનાથ ના રીજે, એને નથી તારી પરવા;
જાણ્ય જથારથ થયા વિના લાગ્યો, બ્રહ્મના ભેગો ભળવા. દેખા. ૧
માયામાં ઢોંગ કરે તેવા ઢોંગથી, બેઠો હરીને છેતરવા;
ઢોંગ ખરા ધણી પાસે નભે નહિ, વેદ શાસ્ત્ર અનુસરવાં. દેખા. ૨
દેખતા ડોળે માંખ્ય ગળે શીદ, નક્કી મુરખજન મરવા;
વ્યાસ મગનની માંન્ય શિખામણ, જન્મ મરણ ભય હરવા. દેખા. ૩

## પદ ૫ મું.

પુરણ બ્રહ્મ ધરીએ ધ્યાન તમારૂ, ટાળો આવાગમન આ અમારૂ. પુરણ. ટેક.
અનંત યોનિમાં અથડાવાનું, બંધ કરો બુરૂ બારૂ;
પંચ વિષય ષટ શત્રુ તણુ આ, બારૂ લાજ લેનારૂ. પુરણ. ૧
સ્વામિ તે થકી છોડાવો અમને, તમ પદ છે ઘણું સારૂ;
જીવદશા જગમાં નવ જોઇએ, જગ સુખ લાગે અકારૂ. પુરણ. ૨
અચળેશ્વર આ અરજ સ્વિકારો, અન્ય નથી સ્વિકારનારૂ;
આનંદ મંડળ સાથે અરજ છે, પામવા પરમ પદ પ્યારૂ. પુરણ. ૩

---

## પદ ૧ લું.

કબ સમરેગે રામ—એ રાગ.

ભક્ત તણે આધીન, ભૂધર ભક્ત તણે આધીન. ભૂધર. ટેક.
પ્રલ્હાદજીના સ્થંભે પ્રગટયા, જોઇ ખરૂ આકીન. ભૂધર. ૧
મંઝારીનાં બાળ ઉગાર્યાં, ભક્તનાં ભાળી ચીન. ભૂધર. ૨
પારથનો રથ પોતે હાંકયો, દાસ થઇ નિશદીન. ભૂધર. ૩
પંચાળીનાં પટકુળ પુર્યાં, કોણ પુરે પ્રભુ બીંન. ભૂધર. ૪

હાર મોશાળું હુંડી શિકારી, મહેતા હતા દ્રવ્ય હીન. ભૂધર. ૫
મિરાંનું વિષ અમ્રિત કીધું, લોક થયા જોઇ લીન. ભૂધર. ૬
દ્વારીકાંથી પ્રભુ ઠાકોર આવ્યા, સ્નેહ વધારી નવીન. ભૂધર. ૭
ભાવની ભક્તીથી પ્રભુ મળશે, વ્યાસ મગન જામીન. ભૂધર. ૮

## પદ ૨ જું.

જાશે કાલ પડી, આ કાયા જાશે કાલ પડી. આ કાયા. ટેક.
નથી ભરૂસો પલક એકનો, ગા ગોપાળ ઘડી. આ કાયા. ૧
ફાલ્યો ફૂલ્યો શીદ ફરે છે, કાળની ફોજ ચઢી. આ કાયા. ૨
સગાં સંબંધી સાથ ન આવે, નહીં આવે દમડી. આ કાયા. ૩
રંક રાય જોગીને ભોગી, મુકી ચાલ્યા મઢી. આ કાયા. ૪
દેહો હંમ બુદ્ધિ રાખીને, શીદ મરે રવડી. આ કાયા. ૫
વ્યાસ મગન કંચન સમ કાયા, બળશે બાંધી દડી. આ કાયા. ૬

## પદ ૩ જું.

ભજ ભવ તારણ તું, ઓ મનવા ભજ ભવ તારણ તું. ઓ મનવા. ટેક
દેહ મનુષ્યનો મોંઘો મળીઓ, તે જો તારણ તું. ઓ મનવા. ૧
ગર્ભવાસમાં કોલ કર્યો છે, તપાસ કારણ તું. ઓ મનવા. ૨
વૃથા જન્મ આ શીદ ગુમાવે, થા પ્રભુ પારણ તું. ઓ મનવા. ૩
જાણી બુજી ભુલ્ય ખાય છે, જો જગ ધારણ તું. ઓ મનવા. ૪
વ્યાસ મગન મટશે ચોરાશી, રટ નિત્ય નારણ તું. ઓ મનવા. ૫

## પદ ૪ થું.

શું તમને સમજાયું, ગુરૂએ શું તમને સમજાયું. ગુરૂએ. ટેક.
કાન ફુંકીને કંઠી બાંધી, ચરણાંમૃત જો પાયું. ગુરૂએ. ૧
છાપ તીલકને માળા ઝલાવી, તાળી ભજન કરાયું. ગુરૂએ. ૨
નાવું ધોવું સેવા પુજા, પુન્ય કરવાનું બતાયું. ગુરૂએ. ૩
તે સૌ કરવું શાને માટે, જ્ઞાન તે નવ દરસાયું. ગુરૂએ. ૪
આનંદ પદ પુરણ પેખ્યા વીણ, બુડયા બાયું ભાયું. ગુરૂએ. ૫

## પદ ૫ મું.

તે તું પહેલુ તપાસ, આ તનમાં તે તું પહેલુ તપાસ. આ તનમાં. ટેક.
અપ તેજ પૃથ્વિ ને વાયુ, ઓળખને આકાશ. આ તનમાં. ૧
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ તે, કયાં કયાં પુરે વાસ. આ તનમાં. ૨
હાથ પગ મુખ શિષ્ન ગુદા એ, શું છે તે કર કયાસ. આ તનમાં. ૩

ત્વચા શ્રોત્ર જીભ ઘ્રાણ ચક્ષુમાં, વિચાર કોનો વાસ. આ તનમાં. ૪
જ્ઞાંન કર્મ ઇંદ્રીયો કઇ કઇ, કેટલાં ભુત પ્રકાસ. આ તનમાં. ૫
નામ ગુણ લક્ષણ કહે તેનાં, કોને હર્ષ ઉદાસ. આ તનમાં. ૬
અંતઃકરણ હશે શી વસ્તુ, કોને દુઃખ ભય ત્રાસ. આ તનમાં. ૭
કહે મગન ઉત્તર દે તેનો, ઓળખાવું અવિનાસ. આ તનમાં. ૮

## પદ ૬ ઠું.

મતમે બન ગયે મુંડ, દેખો સબ મતમે બન ગયે મુંડ. દેખો. ટેક.
વિષ્ણુ ભક્ત શીવકી નીંદ્યામેં, રહે સદા આરૂડ. દેખો સબ. ૧
શીવ ભક્ત વિશ્નુંકું નીંદે, ભાંન રખત નહીં ભુંડ. દેખો સબ. ૨
રામ ભક્ત કહે સબ શેહી મેરા. એકહી રામ પ્રહુડ. દેખો સબ. ૩
કૃષ્ણ ભક્ત કહે કૃષ્ણ બડે હેં, કહે અન્યકું કુડ. દેખો સબ. ૪
શક્તીકે શેવક બી ઐસે, ચહે એક ચાંમુંડ. દેખો સબ. ૫
અન્યો અન્ય દેવકી નીંદ્યામેં, ઝઘડા કરતહેં ઝુડ. દેખો સબ. ૬
જેસા ગજ અંધેને દેખા, એસે જ્ઞાન બીન ધુડ. દેખો સબ. ૭
આનંદરામ કહે વો કૈસે, જૈસે બનકે બુડ. દેખો સબ. ૮

## પદ ૭ મું.

ધણી વિનાનું ધુળ, સમજવું ધણી વિનાનું ધુળ. સમજવું. ટેક.
ધણી વિના કદી ધર્મ રહે નહિ, કોદી લજવાય કુળ. સમજવું. ૧
વ્યર્થ ધણી વ્યંઢળ કરવાથી, શમે ન સ્મરનું સુળ. સમજવું. ૨
માટે ધણી ધીંગો શિર કરવો, છેદે માયા મુળ. સમજવું. ૩
આનંદરામને ધણી શિર ધીંગો, છે અંતે અનુકુળ. સમજવું. ૪

## પદ ૮ મું.

ધણી વિનાના ઢોર, ધિક્ક ધિક્ક ધણી વીનાનાં ઢોર. ધિક્ક ધિક્ક. ટેક.
રખડે રઝળે રાન વિશે વળી, ચોરી જાયે ચોર. ધિક્ક ધિક્ક. ૧
કોઇદીન ભુખ્યાં કોઇદીન તરસ્યાં, જરી ન દાખે જોર. ધિક્ક ધિક્ક. ૨
કોઇદીન દુઃખમાં કોઇદીન સુખમાં, ઠરી ન બેશે ઠોર. ધિક્ક ધિક્ક. ૩
ધણી વિના શાન્તી નહિ પામે, નક્કી થાય નઠોર. ધિક્ક ધિક્ક. ૪
ધણી વિના વળી ઉખ્ખર કરશે; ધણીઆપાં ખાય ખોર. ધિક્ક ધિક્ક. ૫

## પદ ૯ મું.

ભક્તવત્સલ ભગવાન, ભજમન ભક્તવત્સલ ભગવાન. ભજ મન ટેક.
દુનિયાદારીનાં દુઃખકાપે, આપે સુખ નિદાન. ભજ મન. ૧

સ્મર્ણુ માત્રમાં તરતજ ટાળે, ત્રિતાપનું તોફાન. ભજ મન. ૨
મન વાંચ્છિત ફળ આપે અંતે, ઉગારે અવસાન. ભજ મન. ૩
કોઈ વાતની કમીના રહે નહિ, કર ભક્તિરસપાન. ભજ મન. ૪
આનંદ ઉરથી હરનીશ તેનું, ધરે હૃદયમાં ધ્યાન. ભજ મન. ૫

## પદ ૧૦ મું.

આયુષ્ય એળે ગુમાવે, અભાગી નર આયુષ એળે ગુમાવે. અભાગી. ટેક.
કોટી ઉપાયો કરતાં કદાપિ, ગયો સમય નહિ આવે. અભાગી. ૧
કલ્પ તણો કેમ કરે ઉધારો, કાળતો રોજ સતાવે. અભાગી. ૨
સરવે ગયા તેમ તારે જવાનું, કાળ આગળ નહિ ફાવે. અભાગી. ૩
વૃદ્ધ યૌવનનો વડ નહિ જેને, તેને કોણ ભુલાવે. અભાગી. ૪
નાનાં મોટાં સરવે સરખાં, ધાવે તે પણ જાવે. અભાગી. ૫
આનંદરામ ઉપાય કરે શીદ, કાળથી કોણ બચાવે. અભાગી. ૬

---

## પદ ૧ લું.

કામણ દીસે છે અલબેલા—એ રાગ.

જીવડા કાચી છે આ કાયા, કાલ પડી જશેરે. જીવડા ટેક.
જીવડા કાચી છે આ કાયા, સાચી શીદ ધરે છે માયા;
દીલમાં જો તું ડાહ્યા દેખી શું હશેરે. જીવડા. ૧
દેહની અંદર દારૂણ દુઃખ છે, માંસ માટીમાં કહે શુ સુખ છે;
છતાં હજુ બહુ ભુખ છે તુજને તે વિશેરે. જીવડા. ૨
રક્ત ચર્મ વિષ્ટામાં વસીયો, કેમ થયો તું કફનો રસીયો;
જન્મ મરણમાં ફસીઓ આઘો નવ ખશેરે. જીવડા. ૩
લક્ષ ચોરાશી ફેરાફરીઓ, ત્યારે આ મનુષાદેહ ધરીઓ;
પણ નવ તરીઓ પાછો દુઃખમાં શુ ધસેરે. જીવડા. ૪
ઉત્તમદેહ મળ્યો છે માટે, તેથી કર સમરણ શીર સાટે;
વીર વહ્યો જા વાટે જ્યાં વહાલો વસેરે. જીવડા. ૫
અવર દેહથી આ છે રૂડો, તે પણ અંતે તો છે ભુંડો;
ઉંડો ઉતર્ય અવળો અવળો શું ફસેરે. જીવડા. ૬
શિખામણ મુજ ઉર ધર ખાશી, અવિનાશીને લે ઉપાસી;
લક્ષચોરાશી ફાંશી ફેરા નહિ થશેરે. જીવડા. ૭
કરવાનું કરી લે આ કાયે, ઘડી પલક તુજ લાભની જાયે;
વ્યાસ મગન નહિ થાયે સુખ બીજે કશેરે. જીવડા. ૮

## પદ ૨ જું.

જીવડા સમજ્યા વિણુ સુખ માને આ સંસારમાંરે. જીવડા ટેક.
જીવડા સમજ્યા વિણુ સુખ માને, પણુ ભુલે છે જો મુળ ભાંને;
સપડાયો શુ કરવાને તુ ચ્યારમાંરે. જીવડા. ૧
માંની બેઠો મારૂ મારૂ, પણુ મીથ્યા છે તે સૌ તારૂ;
ઘુંચાયો સા સારૂ શઠ ઘરબારમાંરે. જીવડા. ૨
સાચાં જાણે સગાં સબંધી, જૈશ એકલો તેજો સંધી;
બંધીખાનુ છોડાવે કોઇ ધારમાંરે જીવડા. ૩
જીવ એકલુ છેજ જવાનુ, તકે શગુ કો નથી થવાનુ;
જે વખતે ફસવાનુ જમના મારમાંરે. જીવડા. ૪
કરતો હીંડે હૈસો હૈસો, પરમેશ્વર સમ જાણે પૈસો;
ભાઇ શો જવાબ દેવાનો દરબારમાંરે. જીવડા. ૫
પુન્યની અંદર પાછો ફરતો, અધીક પાપનો પોટલો ભરતો;
ડરતો નથી કેમ કરેલા તુજ કરારમાંરે. જીવડા. ૬
કરવાનુ કરતો નથી માટે, ફળ ભોગવવુ પડશે સાટે;
તારે ફરી ફરવુ પડશે અવતારમાંરે. જીવડા. ૭
શિક્ષા ઉર જો ધરે તુ ખાશી, ફેરો મટશે લક્ષ ચોરાશી;
આનંદરામ ચિત્ત ચોટાડે કિરતારમાંરે. જીવડા. ૮

## પદ ૩ જું.

ઉત્તમ આ અવસર મુનષાદેહ, તે નહિ મળે ફરીરે. ઉત્તમ. ટેક.
ઉત્તમ આ અવસર મનુષાદેહ, દેવને દુર્લભ મળ્યો તને તેહ;
જેહ થકી કરવાનું તે તું લે કરીરે. ઉત્તમ. ૧
નથી ભરૂંશો ઘડીપલકનો, સુખો થઇ શું હીંડે મલકનો;
ખોટો ખેલ ખલકનો જાણી લે જરીરે. ઉત્તમ. ૨
વિષયવાસના આ દુનિયાની, ઝાંઝવાના જળસમ, લે માની;
વણુસ્વારથ છે હાની એમાં બહુ ભરીરે. ઉત્તમ. ૩
અવસર એળે શીદ ગમાવે, આજ મળી તક કાલ ન આવે;
સમજાવે જો સંત વચન ઉર લે ધરીરે. ઉત્તમ. ૪
નહિ કરવાનું શીદ કરે છે, કરવાનું તે દુર ધરે છે;
મિથ્યા વય વિચરે છે ભર ડગલાં ઠરીરે. ઉત્તમ. ૫
અવસર ચુકી જાશે આવો, પાછળથી થાશે પસ્તાવો;
હાવો નહિ રહે ને રડશો નેણાં ભરીરે. ઉત્તમ. ૬

સંત સમાગમ કરતાં સારો, ભવ તરવાનો આવે આરો;
એવા સ્થળ ઉભા રહો તો જાશો તરીરે. ઉત્તમ. ૭
અણધાર્યું છે મર્ણજ માંથે, કાળ બાણ ભીડયું છે ભાથે;
કહે મગન જખમારીને જાવું મરીરે. ઉત્તમ. ૮

## પદ ૪ થું.

અલ્યા જો જોતામાં કંઇ જણ ચાલ્યા જાય છેરે. અલ્યા. ટેક.
જો જોતામાં કંઇ જણ ચાલ્યા, જોરાવરને જમડે ઝાલ્યા;
ફાલ્યા ફુલ્યા પણ મૃત્યુવસ્ય થાય છેરે. અલ્યા. ૧
સ્વાસ થકી સલ્યાને તોડે, મથન મેરામણ કરતા કોડે;
તેવા નર પણ જમ હાથે ઝડપાય છેરે. અલ્યા. ૨
આભ ઉંડળમાં ઘાલી ફરતા, ધરણીપર જે ચર્ણ ન ધરતા;
એવા પલકમાં મરતા તો દેખાય છેરે. અલ્યા. ૩
ઇંદ્રાસનને જઈ હલાવે, ચરણે નવકુળ નાગ નમાવે;
તેવાને પણ કાળ કચરડી ખાય છેરે. અલ્યા. ૪
છત્રપતિ સરખાને છડીઆ, પૃથિવપતિ પણ પળમાં પડીઆ;
ઘાટ ઘણાના ઘડીઆ કયાં ઉપાય છેરે. અલ્યા. ૫
વજ્રકોટમાં જઇને પેસે, બચવા માટે બળ કરી બેસે;
તો પણ તેને કાળ સાંણસે સહાય છેરે. અલ્યા. ૬
કાળ કોળીઆ સૌના કરશે, વેલુ મોડું સૌ કો મરશે;
એવું જબરૂ જમનું જોર જણાય છેરે. અલ્યા. ૭
અણધાર્યું છે મર્ણજ માંથે, કાળ બાંણ ભીડયું છે ભાથે;
કહે મગન જખમારી મરી જવાય છેરે. અલ્યા. ૮

---

## પદ ૧ લું.

### જે કોઈ પ્રેમી અંશ અવતરે—એ રાગ.

કદાપી સત્ય સંગત જો મળે, પરંતુ પડયો સ્વભાવ ન ટળે. ટેક.
અધિક આંચ અગ્નિની કરતાં, ગાંગડુ મગ નહિ ગળે;
પાંચ દિવસના પલળેલા પણ સોમણ કાઠી બળે. પરંતુ. ૧
ગેંગો જઈ ગોબરપર બેશે, કાગ વિષ્ઠા જોઈ ચળે;
પણ પાપીનું મન નહિ માને, દેખી મુક્તા ફળે. પરંતુ. ૨
ભીત્તર નહિ ભીજે પથ્થરપર, અઢળક પાણી ઢળે;
મધુપાંનીને મિષ્ટ દુધ ઘો, પણ પાછા નહિ વળે. પરંતુ. ૩

અહિ અહાર અમૃતનો કરશે, પણ નિજ વિષ નહિ પળે;
દુધ સાબુ લઈ ધુવે કોહ્યલા, સ્યાંમ રંગ નહિ ખળે. પરંતુ. ૪
શહસ્ત્ર સંત સદ્બોધ કરે કદી, દુરીજન હેતે ન હળે;
ફોસ ફરસ આપસથી સળગે, રહે સત વરસો જળે. પરંતુ. ૫
રાખોડી નહિ બળે અગ્નિમાં, નાંખો દાવાનળે;
જુવો જુગારી જર પામે પણ, નિજ દેવું નહિ ટળે. પરંતુ. ૬
પોતાની નહિ તજે વાસના, જે હોય તે નીકળે;
કહે મગન પલાંડુ લશણુમાં, ભલે કસ્તુરી ભળે. પરંતુ. ૭

## પદ ૨ જું.

જન ભજન વિનાનો ભમે, ગુંણુ એ ગુમારને નહિ ગમે. ટેક.
ઉલુકને અંધારૂ વહાલુ, રાત વિશે મન રમે;
ચોમાસે ગરધવ ખડ દેખી, દુષ્ટ કાયાને દમે. ગુણુ એ. ૧
જાશે જો ઝીકલાઇ જવાશો, જળ પડશે જે સમે;
રૂચે નહિ કદિ ચંદ્ર ચોરને, આનંદ મન આથમે. ગુણુ એ. ૨
પુશ્ચલીને નહિ પ્રેમ પતિ પર, ભુંડી રીતે ભમે;
આળસુ અતિ અડચણુ વેઠે પણુ, વળગે નહિ ઉદયમે. ગુણુ એ. ૩
વા વાયેથી નેતર વળશે, તાડ તરૂ નહિ નમે;
લોહકાટ કદી કાળ ગળેના, અનંત ધમણો ધમે. ગુણુ એ. ૪
પ્રભુ ન પ્રીછે પામર પ્રાણી, દુનીઆનાં દુઃખ ખમે;
શઠ બુદ્ધી સમજે નહિ માટે, મથી મરો શીદ શ્રમે. ગુણુ એ. ૫
અજ્ઞાનીને જ્ઞાન ન ગોઠે, ભલે બોલીએ હમે;
વ્યાસ મગન મુરખને માઠો, તપાસ કરજો તમે. ગુણુ એ. ૬

## પદ ૩ જું.

શું મોહ્યા મનુષ્યની કૃતિ, કૃતિ તો જુવો પ્રભુની અતિ. ટેક.
પાણુ પીતળનાં દેખી પુતળાં, મલકાતા મુઢમતી;
મહા મોઘી આ મનુષ પુતળી, જુવો કેવી બોલતી. કૃતિ તો. ૧
ઝાંખીને શુ જોવા લાગ્યા, લેંપ વિજળી બતી;
સુર્જ સોમ તારાઓ જુવો, કેવી તેજની ગતી. કૃતિ તો. ૨
નાટક ચેટકને શું નીરખો, અવળી કરી ઉનતી;
વિશ્વરૂપ નાટક નીરખો આ, કેવું રચ્યું જગપતી. કૃતિ તો. ૩
ચિત્ર વિચિત્ર રંગ જુવો શુ, ફુટે હવાઈ ઉડતી;
પણુ ચોમાસે જુવો વાદળાં, અગણીત રંગો પ્રતી. કૃતિ તો. ૪

ગાજ વિજ વળી વરસાદ વાયુ, વિચારો મન વતી;
ઓટ ભરતી અર્ણવની જોતાં, કળા કેવિ એ થતી. કુતિ. ૫
આ શિક્ષા તો શાણા સમજે, વિસારે વાત ન જતી;
કહે મગન કરગરી છત્તાં પણ, મુર્ખ ન માને રતી. કુતિ. ૬

## પદ ૪ થું.

શું સુકીત તેં કર્યું, મુરખજન, શું સુકીત તેં કર્યું. ટેક.
મુનષાદેહ આ અવસર મળીયો, ધ્યાન પ્રભુનું ન ધર્યું;
ગંગા ગોમતી ઘાટ ન નાહ્યો, નિજ પાતક ના હર્યું. મુરખ. ૧
તિરથાટણમાં ચરણ ધર્યો નહિ, પુન્ય થકી મન ફર્યું;
પ્રપંચથી પાછો નવ પડીઓ, ધુતીને ધન ભર્યું. મુરખ. ૨
જરને માટે જુઠુ બોલ્યો, કિંચીત દીલ ના ડર્યું;
હરી કિર્તનથી હાડય ગયો તુ, મંદીર મનના ઠર્યું. મુરખ. ૩
પરમારથમાં પાઈ ન દીધી, મિથ્યા વિત વાવર્યું;
માઈકમાં મોટો થઈ મહાલ્યો, કહે કારજ શું સર્યું. મુરખ. ૪
દીન દીન વિષયો વ્હાલા કીધા, ધિક્ક તુજ અવતર્યું;
છુટી પડી બાધી જીંદગાંની, ઝાઝું જુઠ ઉચર્યું. મુરખ. ૫
ઘરકે ઘાટનો રહ્યો ન ગાંડા, વણ અગ્નિ મુખ બળ્યુ;
વ્યાસ મગન કહે જોઈ ચતુરાઇ, દીવેલ બાળી દળ્યુ. મુરખ. ૬

## પદ ૫ મું.

ભાવી પદારથ થશે, થવાનો ભાવિ પદારથ થશે;
લખ્યા લેખ નહિ જશે. થવાનો. ટેક.
થાવાનું જેવું જે કાળે, તે કાળે તે હશે;
સૃષ્ટીમાં સમરથ નહિ કોઈ, ખંખેરીને ખસે. થવાનો. ૧
જનમેજય જાણતો છત્તાં કૃત, કીધાં એકાદસે;
બ્રહ્મહત્યા અષ્ટાદશ વળગી, એ પરમાણે ફસે. થવાનો. ૨
પરિક્ષિત જાણે પ્રાણ જશે તેથી, વજ્ર મ્હેલમાં વસે;
સાધન કરતાં મર્ણ થયું જો, જોતાં નાગને ડસે. થવાનો. ૩
અભિમન્યુને અનેક વાંનાં, કરી કહી વાતો બસે;
કાળ ચક્રે તેને કોઠે ચડાવ્યો, કેણુ કોઈનું ના ઠસે. થવાનો. ૪
દુષ્ટની સાથે દુત રમવા જો, ધર્મ સરીખા ધસે;
વારી થાકયા વિબુધ વૃધો, પણ લલચાયા લસે. થવાનો. ૫
રામચંદ્રજી વનમાં દોડયા, મૃગ કનકની મસે;
શુભ સતિ સીતા હેરાંણાં, જાણીતા કરઘસે. થવાનો. ૬

દમયંતી કહે મીન સજીવન, થયાં એ અમૃત રસે;
રામા રણમાં મુકી ચાલ્યો, નળે ન માન્યુ કશ્યે. થવાનો. ૭
ચંચળ પણ ચુકે ચપટીમાં, નિમીત વળગ્યુ નસે;
કહે મગન ભાવિના છોડે, છો રહ્યા વિધિ છસે. થવાનો. ૮

પદ ૬ ઠું.

જ્ઞાની ગુરૂજી મળ્યા, ભાગ્ય ધન જ્ઞાની ગુરૂજી મળ્યા; ટેક.
સત્સંગ કરતાંની સાથે, શંષય સઘળા ટળ્યા;
મોક્ષને માટે ઘણા મુમુક્ષુ, જ્ઞાનની ગોળી ગળ્યા. ભાગ્ય. ૧
વેદ તણા સૌ ભેદ ભાગીઆ, અઢળક અમૃત ઢળ્યા;
અજર અમર સુખ આપ્યું અલૌકિક, દુઃખના દિવસો દળ્યા. ભાગ્ય. ૨
શ્રુતિ સ્મૃતિ સૌ સમજાવી, એવા હેતમાં હળ્યા;
જન્મ મરણથી લીધો ઉગારી, અમર ફળ એ ફળ્યા. ભાગ્ય. ૩
દાણ વિના સૌ મોક્ષમારગી, નિર્ભય વાટે વળ્યા;
વ્યાસ મગન વલ્લભના વચને, જુવો ચિત્તથી ચળ્યા. ભાગ્ય. ૪

પદ ૭ મું.

મોક્ષ મારગી થયા, જાણું કેમ મોક્ષમારગી થયા. ટેક.
ફેરફાર કંઇ થયો ન દીસે, હતા તેવા હજુ રહ્યા;
કુટીલ કૃતઘ્નિ પણું પ્રકાશે, દીનપર કયાં છે દયા. જાણું. ૧
વેશ કેશ વૃદ્ધપણે ન બદલ્યા, લેશ જ્ઞાન નવ લહ્યા;
ઓમકારેશ્વર જાણ્યા વિણ ઠેઠ, કાશી ગયાજી ગયા. જાણું. ૨
દેવ તણું દેવું ના દીધું, દંડ પડયા સૌ સહ્યા;
પંચવિષયપર પ્રીતિ રાખી, વાંકી વાટે વહ્યા. જાણું. ૩
વળી પટાવિણ પરખુ કોને, મોક્ષ મારગી કયા;
પટે પરખી લ્યો વ્યાસ મગનને, દેવચંદને ચહ્યા. જાણું. ૪

પદ ૮ મું.

અમારા મોક્ષમારગી વીના, અમારી કઠણ સમજવી બીના. ટેક.
સંગિતનો જાણીતો સુરતે, મેળવે સારંગીના;
પણ મુરખ મેળવવા જાતાં, તોડે તાર ભમરીના. અમારી. ૧
વૈદકનો જાણીતો હશે તે, મટાડે રોગ રોગીના;
અક્કલહીણ ઔષધી આપતાં, પ્રાણ હણે દર્દિના અમારી. ૨
ઝવેરાતનો જાણીતો ગુણ, જાણે હીરા મણીના;
આહેર જન મન ગણે કાંકરા, ઉત્તમ હીરાકણીના. અમારી. ૩
ચતુર ચિકિત્સક ચેતે ગુણ તે, ચંદન વનસ્પતીના;
કહે મગન કઠીઆરાને મન, કટકા એ કાઠીના. અમારી. ૪

## પદ ૯ મું.

જે કોઈ મોક્ષમારગી હશે, વસ્તુની સમજણ સમજી જશે. ટેક.
મધુર સ્વર સુંદિર વેણુના, તે તો શેશ સુણુશે;
ક્ષીર નિર મિશ્રિતમાંથી પય, હંસ પીએ એક ટસે. વસ્તુ. ૧
રણતુળ રણુસંગ્રામે થાતાં, સુરાને સુર વ્યાપશે;
સુધ્ય સિંહણુના પયનો જેને, પચાવ પેટમાં થશે. વસ્તુ. ૨
ત્રણુ ટકોરે તરત કીટજે, ભમર બની ઉડશે;
ધગધગતા અગ્નિ અંગારા, ચાતક તે ચાવશે. વસ્તુ. ૩
ત્રણુસેં જણુની મધ્ય તાકોડી, નિશાનશર તાકશે;
વ્યાસ મગનના વચનામૃતમાં, જેનો લક્ષ લાગશે. વસ્તુ. ૪

## પદ ૧૦ મું.

જો કોઈ મોક્ષમારગી મળે, તેહથી સંશય સઘળા ટળે. ટેક.
મેગળનાશા મોટી છત્તાં પણુ, એનાથી શુ વળે;
રેતીમાંથી જુદી સર્કરા, કિડિ વિણુ કેમ નીકળે. તેહથી. ૧
કુહાડો તો લોઢુ કાપવા, લજવે પાછો પળે;
છીણી નાની પણુ કટકા કરશે, ખાળી તે નહિ ખળે. તેહથી. ૨
સિંહ ડાડય શું કામ કરે, સુક્ષમ ઉધેઇ આગળે;
શુષ્કવેદી સુક્ષમવેદીને, કદી કાળ નહીં છળે. તેહથી. ૩
ઉદધી આગળ તૃષા સમાવા, કહો ભાગ્ય કેમ ભળે;
કહે મગન ખરી તૃષા તુટશે, સુક્ષમ સરોવર મળે. તેહથી. ૪

## પદ ૧૧ મું.

હશે જે ખરા મોક્ષમારગી, કોઇથી કદી ન જાએ ઠગી. ટેક.
પોખરાજ પાછો પડશે નહિ, જશે ઝવેરી લગી;
અંત સુધી એવોને એવો, ચોકસે કરો ચોમગી. કદી. ૧
સત છોડાવા છળભેદ કરશે, ભલે કો છપ્પરપગી;
સતિ સ્વધર્મો નહિ છોડે નિજ, બને બીજી ગારગી. કદી. ૨
રાત અંધારી હશે ત્યાં સુધી, રહે તારા તગતગી;
જુવો જરૂર એ ઝાંખા પડશે, ચંદ્ર ઉગે ઝગઝગી. કદી. ૩
ઉંડો અનુભવ કર્યો વિના જીવ, ઝેર કરે જીંદગી;
વ્યાસ મગન વલ્લભના જ્ઞાને, ખરી કરી બંદગી. કદી. ૪

## પદ ૧ લું.

સારૂ સારૂરે સુરત શહેર—એ રાગ.

ઉત્તમ આપ્યો અવતાર, એ પ્રભુને ભજીએ;
જેણે કર્યો ઘણા ઉપકાર, તેને કયમ તજીએ. ટેક.
જઠરામાંથી જાળવી જીવડા, મળથી કાડયો બહારરે;
તે પહેલાં તુજ માટે સાધન, સર્વ કર્યા તૈયાર. એ પ્રભુ. ૧
પ્રગટયા પહેલું જો પય કીધું, વિધ વિધ વસ્ત્ર અનાજરે;
એ આદીતો અનંત વસ્તુઓ, સરજી છે મહારાજ. એ પ્રભુ. ૨
જાત જાતનાં ઝાડો ઉપર, તરેહ તરેહ ફળ ફુલરે;
કામ કેટીધા કીધાં એવાં, જેમાં મળે ન ભુલ્ય. એ પ્રભુ. ૩
જેનાં વખાણ કરતાં થાકે, સહસ્ત્ર ફણાએ શેશરે;
માનવ તે શું વખાણ કરશે, જેના ગુણ વિશેષ. એ પ્રભુ. ૪
ભુંડા જીવ શુ ભુલી જાય છે, ઇશ્વરનો આભારરે;
આનંદરામ તો કદી ન ભુલે, આતમનો આધાર. એ પ્રભુ. ૫

## પદ ૨ જું.

જગના પતિનું જીવરાજ, ભાવે ભજન કરી લે;
એ કાવે ગરીબ નિવાજ, ધ્યાંન હૃદય ધરી લે. ટેક.
મનુષ્ય જન્મ વૃથા વહી જાશે, ચતુર હોય તો ચેતરે,
ભુલ્યો તો ભવકુપમાં પડીશ, પછી બગડશે વેંત. ભાવે. ૧
મળ્યો હવે વળી કયાં મળશે, મનુષ્યનો અવતારરે;
આજકાલ કેમ કરે ઉધારો, મુરખના સરદાર. ભાવે. ૨
બુદ્ધિ હોય તો બાંધી લે જીવ, પાણી પેલી પાજરે;
જળરૂપ આયુષ ચાલ્યું જાશે, કયલી જાશે કાજરે; ભાવે. ૩
સર્વ કામ પુરાં પરવારી, ગયો નથી જન કોઈરે;
તો તુ કહે કયાંથી પરવારીશ, શીદ કરે છે સોઈ. ભાવે. ૪
અરે અંધ જો આંખ્ય ઉઘાડી, પકડી લે શુભ પંથરે;
આનંદે અનુભવથી ગુંથ્યો, તુજ માટે આ ગ્રંથ. ભાવે. ૫

## પદ ૩ જું.

મારૂ મારૂરે મુરખ જંન, માને શીદ મારૂ;
તારૂ તારૂ નથી આ તંન, તપાસી જો તારૂ. ટેક.
નહિ શિર તારૂ નહિ કરતારા, નાક કાનને ચર્ણરે;
આંખ્ય મુખ માંથુ નહિ તારૂ, તારૂ નથી જો મર્ણ. માને. ૧

જેમાં તું છે તે નહિ તારૂ, તો કેમ પર પોતાનુંરે;
લાડી ગાડી વાડી માડી, કહે તારૂ તે શાંનું. માને. ૨
શરીરને સંસાર વીશે જો, તારી નથી કંઇ રેખરે;
તું નહિ તેનો તે નહિ તારૂ, જ્ઞાન દીપકથી દેખ. માને. ૩
ક્યાંથી આવ્યો અરે જીવડા, ક્યાં તેં પુર્યો વાસરે;
ક્યાં આગળ તું અંતે જવાનો, કરીલે તેનો તપાસ. માને. ૪
જે જીવે એવું નવ જાણ્યું, શુ જુઠુ શુ સાચુરે;
આનંદરામ કહે ડહાપણ એનું, ત્યાં સુધી સૌ કાચુ. માને. ૫

---

## પદ ૧ લું.

### ઓધવજી સંદેશો કહેજો—એ રાગ.

પ્રભુને ભજતાં, લાજ નથી ગઇ કોઇની;
જેના જબરા, જડે જગતમાં લેખજો.
શ્રુતિ સ્મૃતિ, વેદ પુરાણો પેખતાં,
મિથ્યા કોણ કરે, એ મોટી મેખજો. પ્રભુ ટેક.
જો પાંન્ડવને ઉગાર્યા, અગ્નિ થકી,
ભવ સાગરથી તાર્યા, રહીને પાસજો;
ધ્રુવને પણ પદ ઉત્તમ, અવિચળ આપીયું,
જન પ્રલ્હાદ તણો, ટાળ્યો છે ત્રાસજો. પ્રભુ. ૧
ભિષ્મ તણું પણ, પાળ્યુ પુરણ પ્રેમથી,
અમરિષ રાજાનું, ઉગાર્યું મર્ણજો;
સુધનવાની તેલ કઢા શીતળ કરી,
રાખી જાણો, કર્ણ રાયને શર્ણજો. પ્રભુ. ૨
હરિશ્ચંદ્રનું સત્ય રાખ્યું, જઇ શામળે,
પંચાળીની, પુરણ રાખી લાજજો;
વિદુરની ભાજી આરોગ્યા ભાવથી,
રામ ભક્ત જો, તાર્યા છે કપી રાજજો. પ્રભુ. ૩
સવરી બાઇનાં, એઠાં બોર જમ્યા પ્રભુ,
સુદામાનાં, આરોગ્યા તાંદુલજો;
વિભીક્ષણને, રાજ્ય આપ્યું લંકાં તણું,
ભક્તને માટે ભૂધર કરે ન ભુલ્યજો. પ્રભુ. ૪
મઘર મુખથી ગજને જઇ છોડાવીઓ,
ઉગાર્યો નીભાથી મંઝા બાળજો;

ટીંટોડી માટે ગજ ઘંટા ગોઠવી,
પક્ષિ બાળક ઉગાર્યાં પ્રતિ પાળજો. પ્રભુ. ૫
સુરદાસને તાર્યો સુંદિર શામળે,
નગાળશાને છેવટ કીધી સહાયજો;
મયુરધ્વજનું કરવતથી પણ પાળીયું,
કુબજાનું ચંદન લીધુ જદુ રાયજો. પ્રભુ. ૬
ગુણુકા પણ ગુણહીણુ તારી ગોવિંદજી,
કીધાં નરસૈ મેતાનાં બહુ કામજો,
ઠાકોર માટે ડાકોરમાં આવી વસ્યા;
મીરાંનું વિષ અમ્રીત કીધુ સ્યામજો. પ્રભુ. ૭
એ આદી સંસારી ભકતો બહુ તર્યા,
વણુ સંસારી તર્યો બતાવો એકજો,
નાસ્તિક જન આસ્તિકને ઉંધુ ઓઠવે;
વેદ શાસ્રપર મુંઢનો નહિ વિવેકજો. પ્રભુ. ૮
મુર્ખ જંન બહુ મોઢેથી બકવા કરે,
સ્વાદ ચાખ્યા વિણુ પહેલો પામે ત્રાસજો;
ઔાષધ ચાખ્યા વિણુ એ ગુણુ કરે નહિં,
વ્યાસ મગનને પુરણુ છે વિસવાસજો. પ્રભુ. ૯

## પદ ૨ જું.

અરે ઓ આત્મા પરમાત્માને અનુભવો,
એ અનુભવથી જન્મ મરણુ દુઃખ જાયજો,
પુનઃ જન્મ ન આવે આ સંસારમાં,
મોક્ષેચ્છયુ જન આદરો એ ઉપાયજો. અરે ટેક.
નૌકારૂપી નર તન આ રૂડુ મળ્યું,
પામ્યા સર્વે પુર્વ તણે પરતાપજો;
અણુધાર્યો ઉત્તમ અવસર આવી ચડયો,
ભવસાગરથી તરવા ત્રિવીધી તાપજો. અરે. ૧
આજ દીન સુધી અવળા બહુ આથડયા,
પડયા કરમના સુધા પાસા આજજો.
મોક્ષ પામવા દવાર મળ્યું આ અંતનું,
સુધારી લ્યો કોટી જન્મનું કાજજો. અરે. ૨
વારે વારે સમજાવું શું બિરલા,
સત્સંગથી જ્ઞાન પ્રાપ્ત શુભ થાયજો,

જ્ઞાન થકી પછી ઉરમાં અનુભવ ઉપજે,
જ્ઞાન વિના મુક્તિ સાધન ના થાયજો. અરે. ૩
જપ તપ વર્ત વર્તુલાં કોટી ધા કરો,
મંદિર મહાદેવ દર્શન કરીએ નીત્યજો;
યજ્ઞ યાગાદિક પુન્ય દાન પુષ્કળ કરો,
છતાં મળે નહિ મોક્ષ સ્થાન એ રીતજો. અરે. ૪
જ્ઞાતા થઇને જ્ઞાન ગ્રહો જ્ઞે વસ્તુનું,
ધાતા થઇ પછી ધરવું ધેનું ધ્યાનજો;
મંત્ર ગુરૂથી મળ્યો હોય તે જાપીએ,
એજ મંત્રથી મળે મોક્ષનું સ્થાનજો. અરે. ૫
નિરવિકલ્પ સમાધી લક્ષ લગાડીએ,
તુરિયાથી ઓળખવા તુરિયાતીતજો,
ગુરૂ વિના એ કીયા કદી નહિ આવડે,
આનંદરામ ક્રિયાથી કરશે નિત્યજો. અરે. ૬

## પદ ૧ લું.

વેચશુ ભક્તિના ભાઇ અમે નાણા. એ રાગ.

ધર્મમાં ધુત્તાના મારગે ના ધસીએ; ધુત્તાના મારગે ના ધસીએરે. ધર્મમાં. ટેક.
પ્રપંચી લોકોએ પંથો ચલાવ્યા, તેવા પંથોમાં ના ફસીએ;
પુરણ પરિક્ષા પહેલેથી કરીએ, ખોટુ લાગે તો પછી ખસીએરે. ધર્મમાં. ૧
ગુરૂ કર્યા ને જ્યારે શંકા ના ટાળે ત્યારે, નાહક ટાંગા શીદ ઘસીએ;
પારસના પરસે લોહ કંચન ન થાય તો, તેવા ઠામે શીદ ઠસીએરે. ધર્મમાં. ૨
મુન્ય મની બાઈને મહાત્મા માની, ઉંદર બની કયેમ હસીએ;
પંઝામાં આવતાં પછી ના છુટીએ, માટે ડાઘા થઇને ડસીએરે. ધર્મમાં. ૩
સો ટચનું કદી સોનું દેખાડી આપે, તોયે કસોટી સાથે કસીએ;
ખરે ખરી રીતે ખાતરી કરીને, વ્યાસ મગન વદે વસીએરે. ધર્મમાં. ૪

## પદ ૨ જું.

વિવેકી જન જોઇને વિચરીએ વાટે, જોઇને વિચરીએ વાટે. વિવેકી જન. ટેક.
જોયા વિનાના પગ પંથમાં ધરીએ, મરીએ કારમા કાંટે;
તે માટે પગરખાં પાકાં પેરીએ, પગના પંઝા ના ફાટે. વિવેકી જન. ૧
વળાવીઆ વિણુ જો કદી જઈએ તો, પસ્તાઇએ પુર પાટે;
લુંટારા મળે તો જરૂર લુંટાઇએ, લાકડીઓ વાગે લલાટે. વિવેકી જન. ૨

વિચાર્યા વિણુ વાટ વિકટ આવે કદી, વાઘ વરૂ ઘુઘવાટે;
નજરે પડતાં નક્કી ના છુટીએ, મરીએ ત્યાં શીર સાટે. વિવેકી જન. ૩
એવા અજાણ્યા મારગે ચડીએ; પડીએ અવળા આંટે;
આનંદરામની શિક્ષા છે એટલી, મુમુક્ષુ જનોને માટે. વિવેકી જન. ૪

## પદ ૩ જું.

વીરા મારા ઢોંગ થકી ના ધુત્તાશો; ઢોંગ થકી ના ધુત્તાશોરે. વીરા મારા. ટેક.
પાર વિનાના પંથ નીકળ્યા કળીમાં, પહેલા હતા કયાં તપાસો;
ધર્મના નામે એ ધંધાઓ કાઢયા, તેવા ધર્મે ના ધીખાશોરે. વીરા મારા. ૧
બગ ધ્યાન ધરે તેવા મહાત્મા મળશે, આત્મારામ પકડાશો;
તે માટે પહેલેથી કરીએ પરીક્ષા, ભોળા ભગત ના થાશોરે. વીરા મારા. ૨
લક્ષ્મિ લેવા એ લાડવા દેખાડશે, લાલચુ થઈ ના લોભાશો;
અર્ક દુધ ઉજળુ ધારીને પીતાં, પીધા પછીથી પસ્તાશોરે. વીરા મારા. ૩
હાથમાં ઇશ્વર લાવી દેખાડશે, વાદીનો કરશે તમાસો;
વ્યાસ મગનનાં વેણુ ઉથાપતાં, ખત્તા ખરેખરા ખાશોરે. વીરા મારા. ૪

## પદ ૪ થું.

વિવેકી જન વસ્તુ વિચાર કરી લેવી; વસ્તુ વિચાર કરી લેવી. વિવેકી જન. ટેક.
પીતળની પાટ કદી નજરે નીરખતાં, જણાશે સોનાના જેવી;
ચતુર ચોકસીને કિંમત કરાવતાં, કસમાં ઉતરશે કેવી. વિવેકી જન. ૧
વાદીની લખોટી લક્ષમાં ઉતરશે, હીરાને આંટી દે હેવી;
જ્યારે ઝવેરીની પાસે જશે ત્યારે, પોગળ ઉઘાડું થશે તેવી. વિવેકી જન. ૨
નક્કલની ચીજ જોઈ અક્કલ કહ્યું ન કરે, ઓપણી ઉપરની એવી;
તાપમાં તાવતાં તુલના થાશે, ચિત્તમાં લેજો ચેવી. વિવેકી જન. ૩
વાંધા વિનાની કદી વસ્તુ મળે તો, જીવ ગયે જાવા ના દેવી;
વ્યાસ મગને જેમ વસ્તુને ખોળી, વ્યાસ વહ્લભને સેવી. વિવેકી જન. ૪

## પદ ૫ મું.

વીરા મારા જે વસ્તુ બતાવે જ્ઞાની; જે વસ્તુ બતાવે જ્ઞાનીરે. વીરા મારા. ટેક.
જ્ઞાન વિના એની ગમ પડે નહીં, હોય વિદ્વાન કે દાની;
ઝવેરી વિણુ અન્ય હીરા ના જાણે, હોય કદી રાય કે રાની. વીરા મારા. ૧
વિશ્વના કરતાં એ વસ્તુ છે મોટી, વાત નથી એની નાની;
જે નવ જાણે તે મહિમા શું માણે, ભલેને ધ્યાન ધરે ધ્યાની. વીરા મારા. ૨
અ, ઉ, મ, માત્રાને બિન્દુ બતાવે, ઓળખાવે જન જે નિશાની;
પ્રણવના પડદા એ વિજ્ઞાની ખોલે, સમજાવે લાભ ને હાની. વીરા મારા. ૩
એટલી મુમુક્ષુને આપે પરિક્ષા ત્યાં, મન કરવું ખુરબાની;
આનંદરામ કહે વલ્લભ જેવા એવા; જ્ઞાની ગુરૂ લેવા માની. વીરા મારા. ૪

## પદ ૬ ઠું.

વિચાર કરો આતો અમારો વિદેશ છે; આતો અમારો વિદેશ છે. વિચાર કરો. ટેક.
વિદેશમાં આવીને થયા વિદેશી જેવા, માટે વિદેશી જેવો વેશ છે;
ઉપરથી એક પણ અંદરથી અળગાં, કાર્યને કારણુ હમેશ છે. વિચાર કરો. ૧
તમારા સરખું આ પહેર્યું અંગરખું, તમારા જેવો આ ખેશ છે;
અમારા દેશમાં તો આથી પણ ઉમદો, ઉજળો અતિ હરેશ છે; વિચાર કરો. ૨
નથી અહી નહાવાને નિર્મળ જળ જુવો, તેથી શરિર કાળું મેશ છે;
જ્ઞાનની ગંગા છે અમારા દેશમાં, તેથી ત્યાં અંગ ઉજળેશ છે. વિચાર કરો. ૩
દિવસે દિવસે પડી ગયા દુબળા, ખાવા અહીં છાશને ઘેંશ છે;
અમૃત ખાવાનું છે અમારા દેશમાં તેથી ત્યાં સૌ અમરેશ છે. વિચાર કરો. ૪
તમારા દેશમાં તો અતિ અંધારૂ કયાંકજ ઉગતો દીનેશ છે;
અમારા દેશમાં તો અનંત અર્કનો, એકજ પુરૂષનો ઉજેશ છે. વિચાર કરો. ૫
તમારા દેશમાં તો અજ્ઞાની રાય છે, અમારો જ્ઞાની નરેશ છે;
તમારે વસ્તુ બધી માયાની અમારે, માયા વિનાની વિશેષ છે. વિચાર કરો. ૬
ભાળ્યા વિનાની ભુલ્ય થઈ છે અમારી, પ્રથમ અમારો પ્રવેશ છે;
જખમારી તે અમે આવ્યા આ દેશમાં, માટે અહીં રહેવાથી કલેશ છે. વિચારકરો. ૭
જાશું ત્યારે બધી વસ્તુ અહીં મુકીશું, અમારે ત્યાં તો બધી બેશ છે;
આનંદરામ આમ ફરી નહીં આવીએ, સદા ત્યાં અખંડ એશ છે. વિચાર કરો. ૮

## પદ ૭ મું.

ધર્મમાં અધર્મ દીસે અતીશે; અધર્મ દીસે અતિશેરે. ધર્મમાં ટેક.
વિશ્નુને વૃંદાના લગ્નની વીધી, નથી કોઇ પુરાણને વીશે;
છતાં અજ્ઞાની એનાં લગ્ન કરાવે, હરજી કેવી રીતે હોશેરે. ધર્મમાં. ૧
તેવી રીતે વળી વાછડો ને વાછડી, પરણાવતાં નહિ બીશે;
પાપનો પોટલો એ પુરણ બાંધીને, હરખે છે હરનીશેરે. ધર્મમાં. ૨
દેવીઓના દેવળમાં અજાવધ થાય છે, શ્રોણિતના ચાંદ કરે શીશે;
માજીના આગળે વળી મધુ પાનના, પ્યાલા ભરી પાપી પીશેરે. ધર્મમાં. ૩
જગન્નાથે ભાતમાં ભ્રષ્ટતા ન ભાળે, તેવા દેખાડું તેતરીશે;
આનંદરામ આમ કળી કાળ આવીઓ, સુધરે મતી હવે શેરે. ધર્મમાં. ૪

## પદ ૮ મું.

ઓ હરીજનો આવો સમાગમ કરીએ; આવો સમાગમ કરીએ. ઓ હરીજનો. ટેક.
એવો સમાગમ કરીએ કે જેથી, નારે જનમીએ કે મરીએ;
પુર્ણાનંદને શું કર્યે પામીએ, શી શી વસ્તુ પરહરીએ. ઓ હરીજનો. ૧

અજર અમર રસ પાઇએને પીજીએ, બાકી ના રાખવું જરીએ.
જેથી આ સંસાર સીંધુ ઓલંગીએ, એવી નૌકામાં બેસી ફરીએ. એ હરીજનો. ૨
અભયને નિર્ભય પદ શાથી પામીએ, એવો પુરૂષ કોણુ વરીએ;
અનંત દેવ છે આ દુનીઆમાં, મોક્ષ માટે ધ્યાન કોનું ધરીએ. એ હરીજનો ૩
સંત પણ સૃષ્ટિમાં સુમાર વિનાના છે, જ્ઞાન તે કોનું અનુસરીએ;
આનંદરામ આમ ફરી નવ આવીએ; એવા ઠામે સ્થિર ઠરીએ. એ હરીજનો. ૪

## પદ ૯ મું.

ભક્તજનો ભક્તિમાં ભુલ્ય ભારે થાય છે, ભક્તિમાં ભુલ્ય ભારે થાય છેરે. ભક્ત. ટેક.
ભક્તિ શા માટે કરવી તે ન જાણ્યું આંધળે બેરૂં કુટાય છે;
ભક્તિ કરવી તે વળી કહો કોની કરવી, દેવતો ઘણા દેખાય છે રે. ભક્ત. ૧
ભક્તિ કરીને લાભ લેવા શો ધાર્યો, એવી શી અંતર ઇચ્છાય છે;
રિદ્ધી સિદ્ધી કે પછી આયુષને માટે, સાથી પદ કીર્તનો ગવાયછે રે. ભક્ત. ૨
ભુખ દુઃખ ઉંઘ વેઠી હરનીશ ભજનમાં, શાને માટે ભેગું થવાય છે;
આનંદરામ કહે કારણ બતાવો, આખું કોળું શાકમાં તો જાય છે રે. ભક્ત. ૩

---

## પદ ૧ લું.

દેખો સખી ડોલરીયો. એ રાગ.

શિદ માયામાં માયા લગાડી, અભાગી જીવ જોને જરારે;
ચેત ચિત્તનાં તું ચક્ષુ ઉઘાડી, અભાગી જીવ જોને જરારે. ટેક.
દેવને દુર્લભ નર દેહ મળ્યો છે, છતાં તેં જીંદગી બગાડી. અભાગી. ૧
દિન દિન દેવાના દેવામાં ડુલ્યો, વલે શી થાશે અગાડી. અભાગી. ૨
જરના તરમાં નથી નજરમાં, પણ પુછનાર છે પછાડી. અભાગી. ૩
વચને બંધાઇને વિઠ્ઠલ વિસાર્યા, વાલી લાગી લક્ષ્મિ ને લાડી. અભાગી. ૪
દીકરા દીકરી દેખી હરખાયો, ધાયો ધંધામાં દહાડી દહાડી. અભાગી. ૫
મારૂં માન્યું પણ નહીં કોઈ તારૂં. તાત ભ્રાત ભગની ને માડી. અભાગી. ૬
મરણ વેળા સૌ ભેળાં થઇને, વાલની વાળી લેશે કહાડી. અભાગી. ૭
આનંદરામ આમ વિચાર કરી લે, ધિક્ક મુચ્છ ધિક્ક તારી દાઢી. અભાગી. ૮

## પદ ૨ જું.

અલ્યા સુવો તું વૈતરાં કરીને, જંજાળી જીવ જીંદગી સુધીરે;
ઘડી બેઠો ના ઠામે ઠરીને, જંજાળી જીવ જીંદગી સુધીરે. ટેક.
આમથી લાવું ને આમથી કમાવું, ટાંટીઆ તુટયા ફરીને. જંજાળી. ૧
ધંધાના ધ્યાનમાં મોટાઇના માનમાં, પ્રભુથી ચાલ્યો ના ડરીને. જંજાળી. ૨
વહેવારી વાતમાં સગાના સાથમાં, ડુલ્યો તું દેવાં ભરીને. જંજાળી. ૩

થયો તું ઘરડો નીકળ્યો બરડો, બેઠો ના વિઠ્ઠલ વરીને. જંજાળી. ૪
અચકયો અંગથી છતાં ઉમંગથી, ફાળો ભરે મરી મરીને. જંજાળી. ૫
સૌનું કર્યું પણ તેં તારૂં કર્યું નહીં, સંસારની ધુંસરી ધરીને. જંજાળી. ૬
મરવા પડયો પણ માયા ના મુકી, ડુબ્યો તું તેડયે તરીને. જંજાળી. ૭
આનંદરામ કહે મુવો તું ડાહ્યો, ઓળખ્યા નહીં તેં હરીને. જંજાળી. ૮

## પદ ૩ જું.

ધંધો ધંધો ને કર્યો ધંધો, અભાગી જીવ જીંદગી સુધીરે;
અંધો અંધો ને થયો અંધો, અભાગી જીવ જીંદગી સુધીરે. ટેક.
જન્મ દેનાર ધણી જરી ન જાણ્યા, છંદો છંદો દર્યા કુછંદો. અભાગી. ૧
છળને પ્રપંચો કોટીધા કીધા, ફંદો ફંદો કર્યા કુફંદો. અભાગી. ૨
વિષ્ટા રૂપી આ માયામાં વળગ્યો, વંદો વંદો થઇ વંદો. અભાગી. ૩
ઉપરથી ઉજળો પણ અંદરથી જીવડા, ગંદો ગંદો રહ્યો ગંદો. અભાગી. ૪
વેષ ધરી ભગતનો માયામાં મહાલ્યો, ઝંદો ઝંદો થઇ ઝંદો. અભાગી. ૫
આનંદરામ આમ પ્રભુની આગળ, ખંદો ખંદો થયો ખંદો. અભાગી. ૬

## પદ ૪ થું.

અવાળે બાચકાં ભરે છે, અભાગી જીવ જાણ્યા વીનારે;
તેથી તું જન્મે મરે છે, અભાગી જીવ જાણ્યા વીનારે. ટેક.
ઇશ્વરને માટે તું આથડે છે આમતેમ, મહેનત મન મુકી કરે છે. અભાગી. ૧
ચુંક આવે પેટમાં ને ડામ દે છે છાતીએ, ચુંકનું દર્દ કયાં હરે છે. અભાગી. ૨
પરિક્ષા વિનાનો ધૃતના બદલે, ડોળીયામાં ચુરમુ તરે છે. અભાગી. ૩
હીરાને માટે નથી ઝવેરીને જાણુતો, કાછીઆને ઘેર વિચરે છે. અભાગી. ૪
રાજાનું કામ છે ને રહીયતમાં રહેલા, પોલીસની પાછળ ફરે છે. અભાગી. ૫
થડ મુળ મુકીને ડાળેને પાંદડે પાણીની ધાર તું ધરે છે. અભાગી. ૬
એમ મોક્ષ માટે મુળ ધણી મુકીને, માયા પતિને વરે છે. અભાગી. ૭
આનંદરામ આમ અવળું કર્યાથી, કારજ કયાંથી સરે છે. અભાગી. ૮

## પદ ૫ મું.

અલ્યા કહિ કહિને જીભડી થાકી, સાકુટ શઠ સુધર્યો નહિરે;
માથાં કુટી મગજ ગયો પાકી, સાકુટ શઠ સુધર્યો નહિરે. ટેક.
મોતીનો ચારો મુકીને બગલો, મુવો રહ્યો છે મચ્છ તાકી. સાકુટ. ૧
કાગને કંસાર મુકયો છતાં રહી, વિષ્ટા ભરખવાની બાકી. સાકુટ. ૨
ગોઠે નહિ ગેંગાને કુસુમની વાસના, છાણમાં રહ્યો તેતો છાકી. સાકુટ. ૩
હરીનું નામ કદી હોઠે નહિ આવે, તઢાકા મારશે તડાકી. સાકુટ. ૪
આનંદરામ કહે પ્રભુ રૂપી સાકર, ખરની નથી ખોરાકી. સાકુટ. ૫

## પદ ૬ ઠું.

જ્ઞાન દેખે તો ચડજે તું જ્ઞાને, ભુંડા શીદ ભડકે પહેલોરે;
ધ્યાન બેસે તો ચડજે તું ધ્યાને, ભુંડા શીદ ભડકે પહેલોરે. ટેક.
ન્યાય નિતીને વિવેક વહેવારમાં, સાંભળ્યું નથી હજી કાને. ભુંડા. ૧
ઉપમાન અનુમાન શબ્દ પ્રતક્ષથી, નક્કી કર્યું નથી એક વાને. ભુંડા. ૨
રૂચક ભયાનક સ્વારથ યથારથ, તપાસ અંદર ખાને. ભુંડા. ૩
વેદ ઉપનિષદ શ્રૃતિને સ્મૃતિ, પરખી લે પાને પાને. ભુંડા. ૪
ક્ષિર નિર હંસની આગળ મુકીને, તારણ બેશ કહાડવાને. ભુંડા. ૬
આનંદરામ કહે પરખ્યા વિના તું, અધીરો થાય છે શાને. ભુંડા. ૬

---

## પદ ૧ લું.

જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીઆ. એ રાગ.

સ્મર કિરતારને સરજનહારને, એ ઉપકારને કેમ ભુલે;
જો તન તાહરૂ કેવુ રૂડુ કર્યું, સાધનો આપીઆં વગર મુલે. સ્મર. ટેક.
ચાલવા આલવા ચર્ણ ને કર કર્યાં, સુણવા માટે જો કર્ણ કેવા;
નેત્ર જો નીરખવા નાસીકા સુંઘવા, મુખ કર્યું બોલવા અન્ન લેવા. સ્મર. ૧
ચાવવા ચાવણું દંત રૂડા રચ્યા, રૂડી રસના કરી રટણ માટે;
અન્ન પચાવવા અગ્નિ ઉદર ધર્યા, ત્યાગવા મળ જળદ્વાર વાટે. સ્મર. ૨
એ રીતે અંગમાં અવયવો બહુ કર્યા, ગોઠવ્યા જેમ ઘટે તેમ તેણે;
કોઇ પણ વાતની ખામી રાખી નથી, કેવી કારીગરી કીધી એણે. સ્મર. ૩
તે ઉપકાર કિરતારનો કેમ તજે, ભજે નહિ ભાવથી મુંઢ પ્રાણી;
આનંદરામની શિક્ષા છે કામની, વાંચી જો વિરલા પુરી વાણી. સ્મર. ૪

## પદ ૨ જું.

ઉદય અભાગીઆ જો સહુ જાગીઆ, કામમાં લાગીઆ સર્વ પ્રાણી;
સુર્ય ઉદય થયો વખત વિતી ગયો, શુ હજુ સુઇ રહ્યો સોડય તાણી. ઉડય. ટેક.
ખલકના ખાડમાં જન્મિઓ આડમાં, પર્વતો પહાડમાં ઉંઘ કહાડી;
તે બધુ ભુલીઓ ફંદમાં ફુલીઓ, ઉઠતો નથી હજુ આંખ્ય ફાડી. ઉડય. ૧
જોને સંસારમાં મનુષ અવતારમાં, શુભ નરનારનાં કામ કેવાં;
કરવાનાં છે ઘણાં કરતાં તે બહુ જણાં, પુર્ણ પ્રભુ તણાં નામ દેવાં. ઉડય. ૨
ત્રાસ ગર્ભવાસનો વામીઓ ખાસ તું, કરગરી કોલને દેઇ આવ્યો;
તે નથી લક્ષમાં પ્રેમના પક્ષમાં, છે છત્તાં ચક્ષ તું અંધ કાવ્યો. ઉડય. ૩
તાપ ત્રિવિધીના નહિ ટળે તે વિના, ખોળને ખરી બીના આત્મ તુંતો;
આનંદરામની શિક્ષા આ કામની, મોક્ષના ધામની કહુ છુ હું તો. ઉડય. ૪

## પદ ૩ જું.

જાગ્યને જીવ હજી ઉંઘ આળસ તજી, પુર્ણ બ્રહ્મ લે ભજી ભાઈ ભુંડા;
નક્કી નરતન વિના તાપ ત્રિવિધના, ટાળવા નહિ મળે દિન રૂડા. જાગ્ય. ટેક.
ચોરાશી લક્ષમાં આથડી આવીઓ, શુભ સમય લાવીઓ ભાગ્યશાળી;
માટે થઇ રાંકને કાંક વિચારી જો, હાવે તેં વિરલા હદ વાળી. જાગ્ય. ૧
ઝાડને પહાડમાં બહુ કાળ કહાડીઆ, જન્મ ઝાઝા થયા એમ તારા;
કીટ કોટી પશુ પક્ષિમાં જઇ પડયો, બહુ રહ્યો ગર્ભમાં પ્રાણુ પ્યારા. જાગ્ય. ૨
લેશ પણ લક્ષમાં તે નથી આવતુ, નથી હજુ ફાવતુ વેંણુ મારૂ;
અંત વેળા વધુ સાંભળશે તે બધુ, ત્રાસ તવ પામશે મન તારૂ. જાગ્ય. ૩
સાધનો સર્વ આ સમય આવી મળ્યાં, ભાગ્ય સારાં ભળ્યાં કહુ છુ માટે;
આનંદરામની શિક્ષા આ કામની, વીરલા વળ્ય હવે મોક્ષ વાટે. જાગ્ય. ૪

## પદ ૪ થું.

જાગ્યને જીવ જરી ઉંઘ અળગી કરી, પથારીને પરહરી ઉઠય હાવે;
પ્રભાતના પહોરમાં અઘોરી તું ઘોરમાં, તિમિરના તોરમાં ખોટય આવે; જાગ્ય. ટેક.
સુઇ રહ્યો સાંજથી માયાની મોજથી, પણ હવે બદલ તું ટેવ તારી;
મનુષ અવતાર આ સફળ કરવા હવે, વિર વિચાર તું વાત મારી. જાગ્ય. ૧
આ નર તન થકી મોક્ષ મળશે નકી, તિમીર જાશે ટકી શ્રુતિ ગાવે;
વખત જાશે વહીં જ્ઞાન લેને ગ્રહી, લક્ષ ચોની મહી જેથી નાવે. જાગ્ય. ૨
જુઠી આ કાયાને માયામાં મોહી રહ્યો, મિથ્યા મમતા ધરી જીવ જોડયો;
મૃગ તૃષ્ણા કરી જંપ્યો ના તુ જરી, શ્રીહરી પરહરી દુર દોડયો. જાગ્ય. ૩
દૈન્ય જે જીવ હશે શુભ સમજી જશે, કામ તેનું થશે મોક્ષ કેરૂ;
આનંદરામની શિક્ષા આ કામની, મોક્ષના ધામની વાણી વેરૂ. જાગ્ય. ૪

## પદ ૫ મું.

સુર્ય ઉદય થતાં જંન જાગી જતાં, કર્મ જે જે હતાં તેજ કરતા;
તે વિશે આતમા વળી રૂડા મહાતમા, પુર્ણ પરમાત્માનું ધ્યાન ધરતા. સુર્ય. ટેક.
જોગ જોગી કરે ભોગ ભોગી કરે, ચોગ ચોગી કરે ઉઠી ઉઠી;
જ્ઞાન જ્ઞાની કરે ધ્યાન ધ્યાની ધરે, દાન દાની કરે મુઠી મુઠી. સુર્ય. ૧
કોઈ માને મુર્તિયો કોઈ માને શ્રુતિયો, કોઇ ખોટી કૃતિઓ ઉર લાવે;
કોઇ તો દ્વૈતને કોઈ અદ્વૈતને, કોઈ દ્વૈતા દ્વૈતને ભજતા ભાવે. સુર્ય. ૨
કોઇ સાકારને કોઈ નીરાકારને, કોઇ વ્યાપક વળી ન્યારો લેતા;
આંધળે હાથીને જોયો જેવો જેવો, તેવો તેવો તેતો મુખ કહેતા. સુર્ય. ૩
અંગ અંધા લહે દેખતા જન કહે, એ બધો મળીને એક હાથી;
આનંદરામનો હાથી એ કામનો, મોક્ષના ધામનો ભજભાથી. સુર્ય. ૪

## પદ ૬ ઠું.

જાગીને જીવડા કર દીલ દીવડા, જ્ઞાનના જ્ઞાનની વસ્તુ જોવા;
તે થકી માયાનું તોડી તિમીરને, જા વહ્યા મોક્ષમાં પ્રાણ પ્રોવા. જાગી. ટેક.
એજ ઉજાસથી ચોર ચાલ્યા જશે, ઘોર અંધકારનો નાશ થાશે;
જ્ઞાન દીપ દેખતાં દુર દાણી રહે, નામ તુજ નહિ લહે નાસી જાશે. જાગી. ૧
પુર્ણબ્રહ્મ પેખવા પંથ વિકટ ઘણો, કોટી કંટક તણો ભય ભાસે;
પણ જ્ઞાન દીપથી કંટકો દેખતાં, સરળ એ પંથમાં જાવું થાશે. જાગી. ૨
સિંહ સુરા વળી માર્ગમાં મદ ભર્યા, તે જ્ઞાન દીપથી જાશે નાસી;
કોટ મહા કારણનો સેજમાં છેદશે, જ્ઞાન હીરાકણી લે ઉપાસી. જાગી. ૩
પાર ત્યાં પામીને ધામના ધામીને, મળ્ય બહુ નામીને મોક્ષ માટે;
આનંદરામની શિક્ષા આ કામની, ફેર તું નહિ વળે વિશ્વ વાટે. જાગી. ૪

---

## પદ ૧ લું.

ગિરધારીરે વાત કહુ તે વિચારો—એ રાગ.

ઓ જીવડારે, જોને જરા તું વિચારી, થશે છેવટ શી ગતિ તારી;
મુજ મનડારે, માન્ય શિખામણ મારી, સમજે તો સદા સુખકારી. ટેક.
શિદ માયામાં મલકાતોરે, કયેમ છત દેખી છલકાતોરે;
શું પ્રેમદા જોઇ પલકાતોરે, પણ જમડારે, જુલમ કરશે ભારી. થશે. ૧
સાથે દમડારે, નહીં કરે કદી યારી, મિલકત સહુ અહીં રહેનારી;
એકલડારે, જાવાનું જખ મારી, તજી માત પિતા સુત નારી.
નહિ થાય સગુ કોઇ તારૂરે, જે વહાલુ વધારે થનારૂરે;
આખર અળગુ રહેનારૂરે, છુટી પડશેરે, અંતે માયા ઉતારી. થશે. ૨
સૌ રડશેરે, સ્વારથીઆં સંસારી, મરનારને મુકશે વિસારી:
તને નડશેરે, કુડા કરમની કટારી, પછી પસ્તાવાનો પોકારી.
માટે પ્રભુને લે સંભાળીરે, દેશે જન્મ મરણ દુઃખ ટાળીરે;
શું વિસારે વનમાળીરે, આનંદનીરે વાત લે ઉરમાં ધારી. થશે. ૩

## પદ ૨ જું.

ઓ જનવારે, ભજન વિનાનો તારો, બધો છુટી પડયો જનમારો;
જો મનવારે, ઉગરવાનો આરો, શુભ સમય મળ્યો છે સારો. ટેક.
માટે પ્રભુના ગુણ લે ગાઇરે, ભુંડો ભવ સિંધુ છે ભાઇરે;
દુનીઆ દીસે દુઃખદાઇરે, તે તરવારે, કયેમ કરે ના વિચારો. બધો. ૧
નર નુઘરોરે, નક્કી તુંતો નઠારો, જમપુરની વાટે જનારો;
થઈ સુઘરોરે, કરી લે કાંક સુધારો, વિસારી દેને વિકારો.

પ્રભુને કયેમ જાય તું ભુલીરે, ગયો માયાના ફંદે ફુલીરે;
દુઃખ માંહીં ગયો બહુ ડુલીરે, મુરખડારે, માયામાં મરનારો. બધો. ૨
પ્રભુ નામમાંરે, કયેમ કરે છે ઉધારો, પણ અંત્તે નથી નભનારો,
ગર્ભવાસમાંરે, થાશે જન્મ હજારો, ફેરા ફોગટ તું ફરનારો.
ધિક્ક ધિક્ક ઓ પામર પ્રાણીરે, જુગદીશ લીધા નવ જાણીરે;
પુંછ હોત તો રહેત એધાણીરે, આનંદનેરે, લાગે તું તો અકારો. બધો. ૩

---

## પદ ૧ લું.

### મુજને ભીખ માગતી તેજ કરી—એ રાગ.

શું વિશ્વપતિ રચના તારી, રચના તારી દિસે ભારી. શું વિશ્વ. ટેક.
આનંદ થાએ અવની નિરખતાં, વરણી શકુ શી બલીહારી. શું વિશ્વ. ૧
પૃથિવ પાણી પહાડ ઝાડ સૌ, વિધવિધ કૃતિપર જાઉંવારી. શું વિશ્વ. ૨
કીટ પતંગ પશુને પક્ષિ, તરેહ તરેહનાં નરનારી. શું વિશ્વ. ૩
શિત ઉષ્ણને વૃષા રૂતુઓ, સમય સમયપર તે સારી. શું વિશ્વ. ૪
સુર્ય ચંદ્ર સૌ કામ કરે છે, વાદળ પણ લાવે વારી. શું વિશ્વ. ૫
અગણિત રંગ અકારે થાએ, ગહન ગતિ એ છે ન્યારી. શું વિશ્વ. ૬
વિશ્વ બધાનું વર્ણન કરતાં, જાય શેષ સરખા હારી. શું વિશ્વ. ૭
વ્યાસ મગન શું વર્ણન કરશે, મતિ ન પહોંચે જ્યાં મહારી. શું વિશ્વ. ૮

## પદ ૨ જું.

ચેતો ચેતો ચતુર નર ચેતો જરી, ચેતો જરી હરી ભજન કરી. ચેતો. ટેક.
સોડય તાણી સુતા શા માટે, નયણામાં આ નિંદ ભરી. ચેતો. ૧
સર્વ ગયા એમ આપણ જાશુ, નથી રહેવાનું કોઈ ઠરી. ચેતો. ૨
કોડી પણ કેડે નહિ આવે, જાવાનું સૌ આંહી ધરી. ચેતો. ૩
વૃધ વડીલો જે જે ગયા તે, લઇ ન ગયા કો મુઠી ભરી. ચેતો. ૪
આરે મલકમાં ઘડી પલકની, માનો જન મન મુસાફરી. ચેતો. ૫
અમરપટ્ટો તો નથીજ કોઇને, જન્મે તે સૌ જાય મરી. ચેતો. ૬
આનંદરામ અખંડ સુખ સાધો, અલ્પાનંદથી જાઓ તરી. ચેતો. ૭

## પદ ૩ જું.

જાગો જાગો જગત જન જાગોરે, જાગોરે કોઇ જાગોરે. જાગો. ટેક.
ધર્મને નામે ભમે ધુતારા, તે દેખી દુર ભાગોરે. જાગો. ૧
જાળ પાથરે પ્રભુ નામની, ઠીક મચાવે ઠાગોરે. જાગો. ૨
પ્રથમ ન માગે ચપટી બાજરી, પછી લગાડે લાગોરે. જાગો. ૩

કળયુગમાં નર બહુ ભમે છે, કપટ ભરેલા કાગોરે. જાગો. ૪
લાલચમાં જો લપટાયા તો, નહિ રહેવા દે ધાગોરે. જાગો. ૫
મહાત્મા થઇ મતલબ સાધીને, નાસી જાશે નાગોરે. જાગો. ૬
આનંદરામ એવા પુરૂષોથી, સદાય રહેશે આઘોરે. જાગો. ૭

---

## પદ ૧ લું.

જ્ઞાન વિના મુક્તિ તણુ—એ રાગ.

રાત દહાડો ધંધે ધાઇ, ધર્મમાં શું જાણ્યું. રાત. ટેક.
ભલે બનો સોલીસીટર, ભલે બનો બેરિસ્ટર;
ભલે વકિલ થઇ અસિલનું, તરીલું તાણ્યું. રાત. ૧
ભલે વડા વહેપારી થાવો, લાખો કરોડો કમાવો;
ભલે બધી અવનિ તણું, દ્રવ્ય ઘેર આણ્યું. રાત. ૨
ભલે ડાહ્યા થઇને ફરો, ભલે સામ્રાજ્ય કરો;
ભલે ઘણી ખંમા આદી, મોટુ સુખ માણ્યું. રાત. ૩
ભલે બનો વિદ્વાન, મેળવો અધિક માન;
ભલે વાચાળ થઈ વિશેષ, ચાહ્યતે વખાણ્યું. રાત. ૪
ભલે ભક્ત થાઓ આપ; ભલે કરો તિલક છાપ;
ભલે આનંદરામ નામ, પ્રિતથી પ્રમાણ્યું. રાત. ૫

## પદ ૨ જું.

ધર્મ વિના ધિક્ક જીવ જાણવા નકામા. ધર્મ. ટેક.
જળ વિના જેવી નદી, શોભતી નથીજ કદી;
શોભે નહિ જુવો જેમ, વર વિના વામા. ધર્મ. ૧
પુત્ર વિના પિતા જેમ, ચંદ્ર વિના રાત તેમ;
શોભે નહિ જેમ જુવો, જાન વિના જામા. ધર્મ. ૨
પ્રાણ વિના જેવી કાયા, પ્રેમ વિના તેવી માયા;
શોભે નહિં વિવાહ વિના, વાગતાં દદામા. ધર્મ. ૩
પક્ષિ જેવું વિના પાંખ, તેજ વિના જેવી આંખ;
ફળ વિના તરૂવર શોભે નહિ ધરામાં, ધર્મ. ૪
અરે ઓ અધર્મિ છેક. ધર્મની ધરી લે ટેક;
આનંદરામ તણાં વેણ ગ્રહી લે ગળામાં. ધર્મ. ૫

## પદ ૩ જું.

સાચુ કેહેજો ભકતો આતે, ભજન કે ભવાઈ. સાચુ. ટેક.
તાલ કેરા તાનમાં, પખાજ કેરા માનમાં;
જગોવો શું કૃષ્ણ રાધા, વિષય વાણી ગાઈ. સાચુ. ૧

ભલા ભક્ત રાજ ઠરી, ભોળા ભક્ત ભેગા કરી;
લાજ મુકી લહેંકા કરી, તાળીઓ પડાઈ. સાચુ. ૨
પિતા તુલ્ય નંદ કિશોર, તેને શું બનાવો ચોર;
જય રણછોડ માંખણચોર, કહેતાં શર્મ ન આઇ. સાચુ. ૩
એવું કરે મોક્ષ મળે, જ્ઞાન લેવા કોઇ ન પળે;
વેદ શ્રુતિ સ્મૃતિ ગિતા, જુઠાં પડે ભાઇ. સાચુ. ૪
કોઇ ન કરે સત્સંગ, છુટી પડે જ્ઞાન અંગ;
આનંદરામ કહે અરે, અવળી રીતી સાહિ. સાચુ. ૫

---

## પદ ૧ લું.

### જનુનીને ઉદર જનમ ધરીને—એ રાગ.

માયામાં મકલાતો મુરખ નર, માયામાં મકલાતોરે. ટેક.
જ્ઞાન વિનાનો ગુમાર ગાંડો, છત દેખી છલકાતોરે;
મિથ્યા અહંપદ ધરી અભાગી, કરે મોટી મોટી વાતોરે. માયા. ૧
આટલું કમાયો આટલુ ગુમાયો, આટલી કીધી નાત્યોરે;
ઘર મેં લીધુ ધામ મેં બાંધ્યાં, એમ કહી કહી હરખાતોરે. માયા. ૨
કર્યાં ઘર સુત્રો પરણાવ્યા પુત્રો, હું જેવો નહિ કોઇ તાતોરે;
નાતમાં મોટો જાતમાં મોટો, છુ આબરૂમાં વખણાતોરે. માયા. ૩
પંચાતિયોને હું છું પટેલીઓ, કહેતાં ઉમંગ નવ માતોરે;
હું જથાવાળો હું જરવાળો, એમ મન મોટો થાતોરે. માયા. ૪
પણ પુર્ણાનંદ પેખ્યા વિનાએ, અલ્પાનંદ ગુણ ગાતોરે;
કહે મગન શીદ શિક્ષા દઇએ, છો ખર ખાતો લાતોરે. માયા. ૫

## પદ ૨ જું.

આવું રૂપાળુ રૂડુ નરતન આપ્યું, તેની નથી તારે પરવારે. આવું ટેક.
જગત પતિએ જીંન્હા દીધી, ગોવિંદ ગુણ ઉચરવારે;
નારાયણે દીધાં નૌત્તમ નયણાં, મુરતી પ્રભુની નિરખવારે. આવું. ૧
કૃપાળુ એ કેવા કરણો દીધા, હરી કીર્તન શાંભળવારે;
ચત્રુભુજે શુભ ચરણો દીધા, તિર્થાટણમાં ફરવારે. આવું. ૨
કર પણ દીધા કરૂણાનિધીએ, પ્રેમે પુન્યદાન કરવારે;
ધન દીધુ એમ ધરણી પતીએ, નિર્ધનનું દુઃખ હરવારે. આવું. ૩
અંત્તરયામીએ અક્કલ દીધી, વિઠ્ઠલ વરને વરવારે;
ઉત્તમ આ મુનષાદેહ આપ્યો, ભવસાગરને તરવારે. આવું. ૪

તેમ છત્તાં શીદ અવળો ચાલે, ફરી અવતારો ધરવારે;
આનંદરામ કહે નરતન વિણુ, આરો નથી ઉગરવારે. આવું. ૫

## પદ ૧ લું.

### આવો હરી શીવ શંકર ભોળા—એ રાગ.

સાતે વાર ભાવ કરી ભજવા, સાધન શુભ મોક્ષતણું સજવા. સાતેવાર. ટેક.
કે આદિતે આદી પુરૂષ ગાવો, લેવો પ્રેમ લક્ષણામાં લ્હાવો;
ફરી જન્મ મર્ણમાં નહિ આવો. સાતેવાર. ૧
સોમે સોમ જન જેવા નવ થાવું, શરણ સચ્ચિદાનંદનું સ્હાવું;
મનુષ્ય ટાંણું કયાં મળશે આવું, સાતેવાર. ૨
કે મંગળે મંગળનીજ કરીએ, ધિંગા ધણીનું ધ્યાનજો ધરીએ;
તેથી ભવસાગર આ તરીએ; સાતેવાર. ૩
કે બુધે બુધ બરાબર આણો, કે જવાહિર જીવતણું જાણો;
પરમપદ પુરાણ પરમાંણો. સાતેવાર. ૪
કે ગુરૂએ ગુરૂ ઠરો જ્ઞાની, કે વસ્તુ ઓળખાવે વિજ્ઞાની;
રહે નર નુંધરાતો અજ્ઞાની. સાતેવાર. ૫
કે શુક્રરે શું કરવા છોડો; કે સાચા પ્રભુ સાથે જીવ જોડો;
તિમીર હવે હૃદય તણું તોડો. સાતેવાર. ૬
કે શનિયે સાધો સાયુજમુક્તિ, કે જવલ્લા જન જાણે જુક્તિ;
આનંદરામે ઓળખી એ યુક્તિ. સાતેવાર. ૭

## પદ ૨ જું.

તિથી તમે વાંચો પુરી પંદર, મારગ દીસે મોક્ષ તણો અંદર. તિથી. ટેક.
કે પડવે પુરણ બ્રહ્મ ભજવા, કે તુરીયાતિતને નહિ તજવા;
કે સાધન મોક્ષ તણું સજવા. તિથી તમે. ૧
કે બીજે બીજ રૂપ જે કહીએ, પ્રેરક પરબ્રહ્મ સગુણ સહીએ;
કે લક્ષે માયા વસીષ્ટ લહીએ. તિથી તમે. ૨
ત્રિજે ત્રણગુણ સહિત શક્તિ, બ્રંહ્મા વિષ્ણું શિવ તણી ભક્તિ;
સદા જેને સેવે છે સૌ વ્યક્તિ. તિથી તમે. ૩
ચોથે ચાર જુગે જનમ ધરીઆ ઉતારવા ભુભાર અવતરીઆ;
તે તો અંશા અવતારી ઠરીઆ. તિથી તમે. ૪
કે પાંચમે પંચ વિષય પ્રાણી, તેત્રિસ કોટી દેવ લેવા જાણી;
થતા પદ ભ્રષ્ટ માયા માણી. તિથી તમે. ૫

છઠ્ઠે શ્રુતિ ગાએ શબ્દાત્મા, જડાત્મા જીવાત્મા મનુશાત્મા;
અંશાત્મા પરાત્માને પરમાત્મા. તિથી તમે. ૬
કે સાતમે સપ્તે પાતાળ જે, કે અતળ વિતળ તળાતળતે;
મહાતળ સુતળ રસાતળએ. તિથી તમે. ૭
કે આઠમે આઠે ભેદ જાણો, અંત્તર વાકય મ્હા વાકય પરમાણો;
મુકી વાકય ભાવાર્થ ઉર આણો. તિથી તમે. ૮
નોંમે નવધા ભક્તિ ભાઈ, તેમાં પ્રેમ લક્ષણા ક્યો સાહિ;
તેતો કોઇ જ્ઞાંનીના ઘટ માંહિ. તિથી તમે. ૯
દશમે તો દશ ઈંદ્રિનિગ્રહ, કરે કોઇ વિરલાજન વિગ્રહ;
મળે મોક્ષનું સાધન શિઘ્ર. તિથી તમે. ૧૦
એકાદશી દશ ઉપર એકી, ધરો દ્દઢ તે મનમાં ટેકી;
પરમ પદ પાંમે તે વિવેકી. તિથી તમે. ૧૧
બારસે બત્રિસ પુરા શબ્દ, મહા મંત્રે મન જો થશે લબ્દ;
તેથી છુટે પુનઃ પ્રારબ્દ. તિથી તમે. ૧૨
કે તેરસે તે રસના ચાખો, વિરાગ ભક્તિની પુટે પાંખો;
આવે તેને વિજ્ઞાનની આંખો. તિથી તમે. ૧૩
કે ચૌદશે ચૌદલોક સુધી, મળે નહિ મહાપદ એ અવધી;
બાવન બહાર પહોંચાડે જો બુદ્ધિ. તિથી તમે. ૧૪
પુનમે પુરૂ પદ પામે, ઠરે કોઈ વિરલા તે ઠામે;
પેખ્યું પદ તે તો આનંદગમે. તિથી તમે. ૧૫

## પદ ૩ જું.

બારે માસ બોલો તમે પ્રાણી, મારગ રૂડો મોક્ષ તણો જાણી. બારે. ટેક.
કે કારતકે સારતક સુભ કરવું, અનુભવી જ્ઞાન અનુસરવું;
તેનાથી ભવસાગર તરવું. બારેમાસ. ૧
કે માગશરે એકાક્ષર મંત્ર, એનો તો ઓળખવો યંત્ર.
જગતમાં જબરો એ જંત્ર. બારેમાસ. ૨
કે પોષે પ્રણવને પરખો, નથી અન્ય યંત્ર એના સરખો;
નહિ નર નજર થકી નરખો. બારેમાસ. ૩
કે માઘમાં લાગ જુવો એથી, કે તરવાનું તત્વ જડે જેથી;
કે જાશે જન્મ મરણ તેથી. બારેમાસ. ૪
કે ફાગણમાં અક્ષર આગણ, અકાર, મકાર, ઉકાર એ ત્રણ;
જગતમાં જાણે જવલ્લા જણ. બારેમાસ. ૫

કે ચૈતરે ચિત્ત ધરો તેમાં, પ્રકૃતિ પુરૂષ વસે જેમાં;
કે ઉર્ધ માત્રા ગણો એમાં. બારેમાસ. ૬
વૈસાખે વિશ્વ બધુ કહીએ, અ, ઉ, મ, માત્રા, ઓમ લહીએ,
જેમાં પંચ આત્માઓ રહીએ. બારેમાસ. ૭
કે જેઠમાં ઠેઠ હવે ઠરીએ, માયા પર બિન્દુ ઉચરીએ;
મુમુક્ષુ તો એ વરને વરીએ. બારેમાસ. ૮
અષાડે અખંડ પુરૂષ પોતે, કે બહુ નામી બિંદુ છે જો તે;
તેને કોઇ જ્ઞાની જન ગોતે. બારેમાસ. ૯
કે શ્રાવણે આવણુ એ સ્વાંમી, કે મુળ એ મોક્ષ તણા ધામી;
અક્ષરાતિત તે અંતરયામી. બારેમાસ. ૧૦
કે ભાદરવે પણ આદરવા, ભાવ હોય ભવ સિંધુ તરવા;
તો તો એ વિમળેશ્વર વરવા. બારેમાસ. ૧૧
કે આસોમાં ત્યાં કરવો વાસો, કે જીવ ટળીને શિવ થાશો;
આનંદ કહે એ પદ ઉપાસો. બારેમાસ. ૧૨

---

## પદ ૧ લું.

### વરઘોડો વરઘોડો—એ રાગ.

શાને માટે શાને માટે, કરે છે જીવ શાને માટેરે. ટેક.
મંદિરે ફરતો સંત સેવા કરતો, પ્રિતી ધરે છે પુરપાટે. કરેછે. ૧
મણકા ફેરવે આંગળીના ટેરવે, ટીલાં તાણે છે લલાટે. કરેછે. ૨
વિષય વાણીનાં કૃષ્ણ રાધા રાણીનાં, ગીત ગાય છે મોટા ઘાંટે. કરેછે. ૩
મૃદંગના માનમાં તાલ કેરા તાનમાં, ઉંચો ઉંચો કુદી ઘુઘવાટે. કરેછે. ૪
આનંદરામ કહે ઇચ્છા શી ઉરમાં, સાચુ કહેજે શીર સાટે. કરેછે. ૫

## પદ ૨ જું.

શું જોયું શું જોયું, જગતમાં શું જોયુંરે. ટેક.
માયાનાં મંદિરને માયાની મુર્તિ, માયામાં મનડુ મોહ્યું. જગત. ૧
માયાવી મહાત્મા માયાવી આત્મા, માયાવી જ્ઞાનને વલોવ્યું. જગત. ૨
માયાની પાર તે વસ્તુના જાણી, ડહાપણ ધુળમાં ખોહ્યું. જગત. ૩
સત્સંગના કીધો ઉપદેશના લીધો, આયુષ એળે ખોયું. જગત. ૪
પુર્ણાનંદને પેખ્યા વિનાનું, અલ્પાનંદ મન પ્રોયું. જગત. ૫
આનંદરામ કહે અવળા પંથે, જ્ઞાનથી હૃદય ના ધોયું. જગત. ૬

## પદ ૩ જું.

જખમારે જખમારે, જગત લોક જખ મારેરે. ટેક.
ભજનમાં ભળવું હરી નાણું રળવું, કોઈનું કામ છે કયારે. જગત. ૧
પ્રભુને પામવા ચોરાશી વામવા, મનુષ તણા અવતારે. જગત. ૨
નથી ખુણે પેસવુ બજારે બેસવુ, પછે શો ડર છે તમારે. જગત. ૩
હજારો લોકમાં ચાહુન ચોકમાં, પ્રભુ પોકારવા મારે. જગત. ૪
નથીજ ડરવુ કિર્તન કરવું, તરવુ આ સંસારે. જગત. ૫
આનંદરામની સોબત કામની, છોડશે તે જન હારે. જગત. ૬

## પદ ૪ થું.

છો લાજે છો લાજે, લોકડીઆં છો લાજેરે. ટેક.
પ્રભુને ભજતાં ભલે એ તજતાં, ભલે ને દીલમાં દાઝે. લોકડી. ૧
મંદિરે જાતાં હરિ ગુણ ગાતાં, ભલે ને ગાલ ભરી ગાજે. લોકડી. ૨
તિલક કરતાં ભલે દુઃખ ધરતાં, ભલેને બજ કરી બાઝે. લોકડી. ૩
ફેરવતાં માળા ભલે પડે કાળા, ફેરવો સવારને સાંજે. લોકડી. ૪
તાળીઓ પાડતાં, ભલે ગાળો ભાંડતાં, ડરવું નહિ પ્રભુ કાજે. લોકડી. ૫
નિંદયા ભલે કરતાં પાપજ હરતાં, આનંદરામ ખુશી આજે. લોકડી. ૬

## પદ ૫ મું.

નહીં છોડે નહીં છોડે, જરૂર કાળ નહીં છોડેરે. ટેક.
અકાશે ઉડે ને પતાળે પેસે, વજ્રનો કોટ કરે કોડે. જરૂર. ૧
મૃત્યુંજ્યના જાપ જપાવે, છત્તાં આયુષ દોરી તોડે. જરૂર. ૨
વરષ બે વરષ કે પચીસ પચાસે, કે કદી વરષ કરોડે. જરૂર. ૩
લંકાં લાહોરના છેડે છુપાતાં, ત્યાં પણ પાછળ દોડે. જરૂર. ૪
વૃધ બાળ રંકરાય સાધુ સંન્યાશી, સંત મહાત્માને મરોડે. જરૂર. ૫
આનંદરામ કહે આરે જગતમાં, મ્હોત લઈ જન્માય જોડે. જરૂર. ૬

## પદ ૬ ઠું.

પસ્તાશો પસ્તાશો, પાછળથી પસ્તાશોરે. ટેક.
રામ નામ રૂપી ઘેર ગંગા આવી છે, જશે પછી કયાં ન્હાશો. પાછળથી. ૧
લક્ષ્મિ ચાંદલો કરવા આવી છે, મોઢુ ધોવા નવ જાશો. પાછળથી. ૨
નાવરૂપ રૂડુ નરતન મળ્યુ છે, તરશો નહિ તો ડુબાશો. પાછળથી. ૩
હરિજન આવ્યા તો લાભ લયો હરીનો, આળસુ જો કદી થાશો. પાછળથી. ૪
ભવ તરવા નહિ ભજન કરો તો, ખત્તા ખરેખરા ખાશો. પાછળથી. ૫
આનંદરામની અનુભવ વાણી, ઓળખો નહિ તો ઓભાશો. પાછળથી. ૬

## પદ ૭ મું.

આનંદમાં આનંદમાં, આનંદરામ આનંદમાંરે. ટેક.
ભલે કોઇ નંદો કે ભલે કોઇ વંદો, મારૂ ધ્યાન નથી એવા છંદમાં. આનંદરામ.
ભલે કહો ભુંડો કે ભલે કહો રૂડો, ભલે ને કહો મતિમંદમાં. આનંદરામ.
ભલે કહો ડાહ્યો કે ભલે કહો ગાંડો, ભલે ને કહો માયા ફંદમાં. આનંદરામ.
નિર્લોભી કહો કે ભલે કહો લોભી, ભલે વગોવો જગ વૃંદમાં. આનંદરામ.
ભલે કહો નાગો કે ભલે કહો જાગો, નથી મને દુઃખ એવા દ્વંદમાં. આનંદરામ.
ભલે કોઇ પુજો કે ભલે નાંખો પુંજો. મારૂ તો મન છે મુકંદમાં. આનંદરામ.

## પદ ૧ લું.

લાલ વહારે આવો તો વહેલા એ રાગ.

ધન્ય ભાગ્ય આજ ગુરૂ ઘેર આવિયા જો, કૃપા કરી અતિ અનુગ્રહ લાવીઆજો. ધ.
પુન્ય પુર્વ તણાં મારાં ઉદય થયાં જો, ઘણા જન્મો જન્મનાં સંકટ ગયાં જો. ધ.
સાથે વીરા આવ્યા મોક્ષ મારગી જો, જોડે એન્યો બધી આવિ જાણે ગારગીજો. ધ.
સુભ શોડશો ઉપ્ચારે સેવા કરૂ જો, કરજોડી શિશ ગુરૂ ચરણે ધરૂજો. ધ.
ગુરૂને ચંદનને પુષ્પ ચડાવીએ જો, ગુરૂને લાડ એવાં શાં શાં લડાવીએ જો. ધ.
ગુરૂને સન્મુખ શાષ્ટાંગ અમો કીજીએજો, ગુરૂનાં વારેવારે ઓવારણાં લીજીએજો. ધ.
ગુરૂજી સાચા મળ્યા મોક્ષ ધામનાજો, ગુરૂને પ્રણામ છે આનંદરામના જો. ધ.

## પદ ૨ જું.

જ્ઞાન દાતા ગુરૂજી જાઊં વારણેરે, મને બેસાડયો મોક્ષ કેરે બારણેરે. જ્ઞાન.
મારા હૃદયે અનંત અર્ક ઉગીયાજો, મારા મનના મનોરથ પુગીયાજો. જ્ઞાન.
મારાં અનંત યોનીનાં કષ્ટ કાપીઆંજો, એવાં ઉત્તમ અભય પદ આપી આંજો. જ્ઞાન.
મારા અવગુણ એકે ન લક્ષ લાવીઆજો, મને ધિંગોધણી ઓળખાવીઆજો. જ્ઞાન.
એક શુક્ષ્મ સહિંતા કેરા જ્ઞાનથી જો, મને ઉચકી લીધો અજ્ઞાનથીજો. જ્ઞાન.
બધા વેદના તો ભેદ ભાગ્યા ભાવથી જો, મને તાર્યો ભવસાગર નાવથીજો. જ્ઞાન.
ત્રિતાપની કરાવી છે સમાપ્તિ જો, સદા આપી અખંડ સુખ પ્રાપ્તિજો. જ્ઞાન.
જેની દેશને વિદેશ વિષે નામનાજો, એવા શિશ અમે વલ્લભરામનાજો. જ્ઞાન.
એવા વલ્લભ ગુરૂને પ્રણામ છે જો, વ્યાસ મગનના મનને વિરામ છેજો. જ્ઞાન.

## હોળી ૧ લી.

સાવરે મત ડારો પીચકારી. એ રાગ.

ગુમાવીરે, વૃથા જીંદગાની ગુમાવી. ગુમાવીરે. ટેક.
જન્મ દીધો તેને જાંણ્યા ન જરીએ જીવડા જગતમાં આવી,
માયાના મદમાં મહાલ્યો ને ફાલ્યો, ચાલ્યો ચતુરાઈ ચલાવી;
હરીને તેં દીધા હઠાવી. વૃથા જીંદગાની. ગુમાવીરે. ૧

અક્કલ હીંણુ અબ્જ પતિ કહેવાંણો, લક્ષ્મિ જ્યાં ત્યાંથી લાવી;
પણ પ્રિછયા નહિ લક્ષ્મિ પતિને, પતિ બિના પત્નિ વસાવી.
તેની તને સમજણ નાવી. વૃથા જીંદગાની ગુમાવીરે. ૨

ધુતી ધુતી ધન ભેળુ કીધુ, કંઈકનાં શીશ ઉડાવી;
ધામ બાંધ્યાં બહુ અધર્મ કરીને, નથી પુન્યમાં પાઈ વાવી,
પ્રભુની બીક ના ધરાવી. વૃથા જીંદગાની ગુમાવીરે. ૩

જમડાનો ડર જરીએ ન રાખ્યો, ભાંખ્યો. ભુંડા શબ્દ લાવી;
પ્રભુ ભજનમાં ભંગ પડાવ્યો, વાત ફિતુરની મચાવી,
થશે ફળ તેનું શું ભાવી. વૃથા જીંદગાની. ગુમાવીરે. ૪

સમજ સમજ હજુ મુરખ મનવા, હરિવિણુ વાત ન ગાવી;
આનંદરામ અખંડ સુખ થાશે, ચતુર દેઉ ચેતાવી;
અક્કલ કોણુ આપશે હાવી. વૃથા જીંદગાની. ગુમાવીરે. ૫

## હોળી ૨ જી.

જવાનીરે, જરૂર જીંદગાની જવાની. જવાનીરે. ટેક.

કંચન કાયા કોડીની બનશે, રોગના ભોગ થવાની;
કોટાંન કોટી ઉપાય કરે કદા, પણુ તે છે પડવાની,
દશા એ રીતે દુનીઆંની. જરૂર જીંદગાની. જવાનીરે. ૧

વિધ વિધ વસ્ત્રો અલંકાર ઉત્તમ, પ્રિતી કરે પહેરવાની;
ટેબલ ખુરસીને કોચ પલંગો, ભોગવતા સુખ માની,
ભલે ભોગવો રાજધાની. જરૂર જીંદગાની. જવાનીરે. ૨

તેલ ફુલેલને અત્તર ચોળી, સાબુથી ટેવ ન્હાવાની,
તાજા તાજા મુખ મબલખ મેવા, ખરે ખરી પ્રિતી ખાવાની;
છત્તાં તે નથી ટકવાની. જરૂર જીંદગાની. જવાનીરે. ૩

દ્રવ્ય ધામો વાડી ગાડીને લાડી, મહારૂ બેઠો શીદ માની;
નજરે દેખાય તેનો નાશ છે નિશ્ચય, રંકને રાયની હાની,
નથી કોઈની રહી કે રહેવાની. જરૂર જીંદગાની. જવાનીરે. ૪

સમજ સમજ હજુ મુરખ મનવા, કર્ય પ્રિતિ પ્રભુ પાંમવાની;
લક્ષ ચોરાશી ફેર લથડતાં, ખેપ આ ખાલી થવાની,
આનંદ વેળા કયાં વળવાની. જરૂર જીંદગાની. જવાનીરે. ૫

## હોળી ૩ જી.

કોઇરે, પ્રભુ વિણુ નથી મુજ કોઇ. કોઇરે. ટેક.
માત પિતા ભ્રાત ભગની આ ભવમાં, મામા માસી ફુવા ફોઇ,
પુત્ર પરીવાર પ્રેમદા આદી, સ્વસુર પક્ષ લીધુ જોઇ;
કરે સો સોનીજ સોઇ. પ્રભુ વિણુ. કોઇરે. ૧
સઘળાં સગાં એ સ્વારથી દિસે, સ્વારથથી પ્રિતી પ્રોઇ;
સ્વારથ વિણુ કોઇ આવે ન જાવે, વહેરી થાય વગોઇ,
રંજાડે વળી રોઇ રોઇ. પ્રભુ વિણુ. કોઇરે. ૨
વ્યાસ મગવ મન સમજે ન મુરખ, માયામાં રહ્યો શું મોહી,
અંત્ત સમય સૌ અળગાં થનારાં, નીકળે કાદવ કોઠી ધોઈ,
ખરી વસ્તુ નાંખે શું ખોઈ. પ્રભુ વિણુ. કોઇરે. ૩

---

## પદ ૧ લું.

### રાગ—મિસરીના જેવો.

હરિ હરિ મુખ બોલ, મારા મનવા હરિ હરિ મુખ બોલ. ટેક.
દેવને દુર્લભ નરતન મળ્યું, તેનો કર તું તોલ. મારા મનવા. ૧
પશુ મનુષ્યનો ફેર જોઇને, હ્રદય રૂડુ ખોલ. મારા મનવા. ૨
ભૃષ્ટ વચન તેં ભુંડા કર્યું, ગર્ભે દઇને કોલ. મારા મનવા. ૩
આનંદરામનું કહ્યું કરી, તજ ત્રિવિધિનો ટોલ. મારા મનવા. ૪

## પદ ૨ જું.

રટ ઝટ ઘટમાં રામ મારા મનવા, રટ ઝટ ઘટમાં રામ. ટેક.
આઠ પ્હોરમાંથી એક ઘડી, કરી લે એટલુ કામ. મારા મનવા. ૧
રાત દીન ધંધામાં એક ઘડી, લે નારાયણ નામ. મારા મનવા. ૨
રામ નામ રૂપી નાવ રૂડુ દીસે, તરે છે જીવ તમામ. મારા મનવા. ૩
આનંદરામ એવા નાવે ચઢી, અચળ કર્યો મુકામ. મારા મનવા. ૪

## પદ ૩ જું.

હરીનું ભજન કરી લે, મારા મનવા, હરિનું ભજન કરી લે. ટેક.
ધંધો કરી કરી ઘરડો થયો, હવે તો હરી વરી લે. મારા મનવા. ૧
કાળાં ફીટીને ધોળાં આવીઆં, તેમ તું સુધરી લે. મારા મનવા. ૨
નાવ રૂપી આ નરતનથી, ભવ સિંધુ તંરી લે. મારા મનવા. ૩
આનંદરામની એવી રીતી, ઉરમાં અનુભવી લે. મારા મનવા. ૪

## પદ ૪ થું.

જપી લે જગદાધાર, મારા વીરલા, જપી લે જગદાધાર. ટેક.
જેના પ્રતાપે સુખ મળ્યું, તેનો નથી દરકાર. મારા વીરલા. ૧
પ્રભુનો ઉપકાર ભુલી જતાં, પડશે જમનો માર. મારા વીરલા. ૨
વસમી છે જમપુર વાટયો, કર્યે તેનો વિચાર. મારા વીરલા. ૩
આનંદરામ કહે અભાગીઆ, વીનવું વારંવાર. મારા વીરલા. ૪

## પદ ૫ મું.

જશે જુવાંની જોર, જો જીવડા, જશે જુવાંની જોર. ટેક.
હીંડે છે શું આમ અકડાઈમાં, પણ તુટશે તન તોર. જો જીવડા. ૧
હાથ પગ નાક મુખ મરડાઈને, આકૃતી થવાની ઓર. જો જીવડા. ૨
ખુંધો થઈશ ખઈશ ખાટલે પડી, ગણેશ ગળીયલ ઢોર. જો જીવડા. ૩
આનંદરામ કહે જબરો છે, જગમાં જરાયુ ચોર. જો જીવડા. ૪

## પદ ૬ ઠું.

કોઇ કોઈનું નથી કોઇ, આ જગમાં, કોઇ કોઇનું નથી કોઇ. ટેક.
માતા પિતાને ભ્રાત ભારજા, મામા માશી પુવા ફોઈ. આ જગમાં. ૧
જે ટાણે જમ જીવ લઇ જશે; તે તો સૌ રહેશે જોઈ. આ જગમાં. ૨
અરે ઓ મુરખ માનવી, માયામાં રહ્યો શું મોહિ. આ જગમાં. ૩
આનંદરામ અનુભવ કરી, પ્રભુમાં પ્રિતી પ્રોઈ. આ જગમાં. ૪

---

## પદ ૧ લું.

જંજાળી જીવડે મુક્તિની જુક્તિ—એ રાગ.

જાણી લે જીવડા, જનમારો તારો એળે જાશે;
પ્રભુ ભજ્યા વિણુ પામર પ્રાંણી, પાછળથી પસ્તાશેરે. જાણી લે. ટેક.
શા કારણુ તેં જન્મ ધર્યો છે, તે કારણુ ના જાણ્યું;
માધવને મુકીને મિથ્યા, માયા તરીલુ તાણ્યુંરે. જાણી લે. ૧
સગાં સબંધી સાથ ન આવે, અંત સમયની વેળા;
મરણુ સમયે મિલકત લેવા, થાશે જન સૌ ભેળારે. જાણી લે. ૨
તે માટે તુ સાધ્ય સવેળા, રંક હોય કે રાયા;
ઘડી પલકનો નથી ભરૂંસો, કયારે પડશે કાયારે. જાણી લે. ૩
કયાંથી આવ્યો કયાં જવાનો; વળી વલે શી થાશે;
મુનષાદેહ એળે જાશે તો, અતી યોની અથડાશેરે. જાણી લે. ૪
સત્સંગ તે માટે કર ભાઇ, વેળા વહેલી વળશે;
ભાવ કરીને પ્રભુ ભજી લે, લક્ષ ચોરાશી ટળશેરે. જાણી લે. ૫

આ શિક્ષા તો શાંણા જનને, રગ રગમાં તો રૂચે;
કહે મગન કરગરી છત્તાં પણ, ખર જેવાને ખુંચેરે. જાણી લે. ૬

## પદ ૨ જું.

માનીતા મનવા, મદોન્મત થઇ શું મહાલે;
ચત્રુભુજની આગળ તારૂ, ચરિત્ર નહીં કંઇ ચાલેરે. માનીતા. ટેક.
પાપ પુન્ય બે પુરણ રીતે, ત્રાજવીએ તોળાશે;
પ્રપંચ સરવે પ્રકાશ થાતાં, પત તારૂ ત્યાં જાશેરે. માનીતા. ૧
ઢોંગ ધતુરા અધર્મ અન્યા, કરી કરી સાધ્યો સ્વારથ;
હજુ સુધી તેં એક પાઇ પણ, નથી દીધી પરમારથરે. માનીતા. ૨
અભિમાનથી હાથ ન કહાડયો, થયો માયામાં મોટો;
મદ ઉતરશે અંતે તારો, જમનો જોતાં સોટોરે. માનીતા. ૩
લોમીને પણ ભારે મારી, જનુની કુખ લજાણી,
હરી કિર્તનથી હાડય ગયો તું, મુરખ માયા માણીરે. માનીતા. ૪
ગુમાર કંઈનાં ગળાં કાપીઆં, ધુતીને ધન લીધાં;
સાચા ધણીનાં સેવા સમરણ, સો ગાઉ મુકી દીધાંરે. માનીતા. ૫
કાંક કરી લે વિચાર વહેલો, માઇક મન મઢેલા;
વ્યાસ મગનનું કહ્યું માન્ય ઓ, બોચી ચક્ષ ચઢેલારે. માનીતા. ૬

## પદ ૩ જું.

ચેતી લે ચિત્તમાં, ચાતુર નર જો ચેતાવું;
ચાર ઘડીનું ચોઘડીચું આ, જગ સુખ છોડી જાવુંરે. ચેતી લે. ટેક.
આવરદા જો ઓછો થાય છે, આશાએ આશાએ;
માંથે મોટી મર્ણની ઘાંટી, તે મિથ્યા નહીં થાએરે. ચેતી લે. ૧
પીંડ રૂપી પાણી પરપોટો, ફડાક ફુટી જાશે;
લીંગ દેહ જમ લેઇ જવાના, ચામડી ત્યાં ચુંટાશેરે. ચેતી લે. ૨
જરૂર જુબાની ત્યાં લેવાશે, પ્રગટ થશે સૌ પાપો;
મગદળ માર મુકાવે તેવો, ત્યાં કોણ તારો બાપોરે. ચેતી લે. ૩
કુંભી પાકમાં ઝાલી ઝીકશે, જમડા જોર કરીને;
લમણે લાગી લખ ચોરાશી, વેઠીશ ફરી ફરીનેરે. ચેતી લે. ૪
તે સઘળાં દુઃખ દુર કરવા આ, નરતન નાવે ચઢીઓ;
નારાયણનું નામ મુકીને, મુર્ખ માયામાં પડીયોરે. ચેતી લે. ૫
આ શિક્ષા તો શાણા જનને, રગ રગ માંતો રૂચે;
કહે મગન કરગરી છત્તાં પણ, ખર જેવાને ખુંચેરે. ચેતી લે. ૬

## પદ ૧ લું.

જગદીશ જપરે જગદીશ. એ રાગ.

ભજ મન ભજરે ભજ મન ભજરે, ભજ ભાવ ધરી ભુધરને;
ભુધરને વિઠ્ઠલ વરને, ભજ મન ભજરે ભજ મન ભજરે. ભજ. ટેક.
ભુધરને ભજતું ભાવે, ભવસાગર એજ તરાવે,
જેથી જન્મ મરણ નહિ આવે, સાધન સજરે સાધન સજરે. ભજ. ૧
શું સુખ દીઠુ કાયામાં, જોડાયો જગ જાયામાં,
મસ્તાન થયો માયામાં, તે તું તજરે તે તું તજરે. ભજ. ૨
માને મિથ્યા મારૂ મારૂ, એમાં કાંઇ નથી જો તારૂ,
છે શરીર પણ પડનારૂ, નહિ રહે રજરે નહિ રહે રજરે. ભજ. ૩
પ્રભુ વિણ નહિ આવે આરો, હાવા જન્મ ગયા જો હજારો,
આપણ ચાલ્યો જનમારો, પડયો કબજરે પડયો કબજરે. ભજ. ૪
છે લક્ષ ચોરાશી ઘાણી, તે દુર કર પાપી પ્રાણી,
સુંણ્ય વ્યાસ મગનની વાણી, કાંક સમજરે કાક સમજરે. ભજ. ૫

## પદ ૨ જું.

મુરખ જનરે મુરખ જનરે, મુરખ સાચુ નહિ માને,
નહિ માને અનેક વાંને, મુરખ જનરે મુરખ જનરે. મુરખ. ટેક.
મુરખને શું સમજાવો, સમજાવેથી નહિ ફાવો,
અમૃત સરખાં સુણાવો, સુભ વચનરે સુભ વચનરે. મુરખ. ૧
સુર્યને સૌ સૃષ્ટિ દેખે, ધુડ પક્ષી તે નહિ પેખે,
એ સદાય ઉર ઉવેખે, ઉગ્યો દનરે ઉગ્યો દનરે. મુરખ. ૨
કુવાસી કોઇ ભમરને, સુવાસી જગો પરઘરને,
પણ નહિ તજે ગોબરને, માન્યુ મનરે માંન્યુ મનરે. મુરખ. ૩
શીદ રાનીને ગમ પાડો, કદી નથ રૂડુ દેખાડો,
પણ વહાલી લાગે વાડયો, ભટકે વનરે ભટકે વનરે. મુરખ. ૪
મુરખને દેતાં શિક્ષા શિક્ષાથી કરે અરિક્ષા,
કરી પુરણ એમ પરિક્ષા, કહે મગનરે કહે મગનરે. મુરખ. ૫

---

## પદ ૧ લું.

પધારે પોપટ રાજા રામના. એ રાગ.

દયારે ધરો દીના નાથજી, છું હું દાસ તમારો;
કરણી કુડી મમ જોશો નહિ, પ્રભુ આપ ઉગારો. દયારે. ટેક.

પાપી પ્રપંચી હું પ્રાણીઓ, કપટી કામી કુકરમી;
લુચો લફંગો લબાડીઓ, છું હરામી અધરમી. દયારે. ૧
લાંચીયો લંપટ લાલ છુ, છકેલો છળ ભેદી;
લોભી ક્રોધી અતી લાલચુ, કહાવું આપનો કેદી. દયારે. ૨
મદ મત્સરનો ભરેલ હું, અભીમાની અહંકારી;
દગલબાજી અતી દુષ્ટ છું, વ્યસની વ્યભિચારી. દયારે. ૩
નીચો નકટો નિર્લજ હું, ઝાઝો જુઠો જુગારી;
આનંદરામ ચોર આપનો, કોટી કુબુદ્ધી મારી. દયારે. ૪

## પદ ૨ જું.

ક્ષમારે કરો મારા શ્યામજી, આપને પાય લાગુ;
સેવક જન હુંતો કરગરી, બાપાજી માફી માગુ. ક્ષમારે. ટેક.
અનેક ગુન્હા કીધા આપના, કીધા કોટી અધરમો;
અનાચારી દુરાચારી હું, ખડો દીસુ બેશરમો. ક્ષમારે. ૧
અતી અવગુણનો ભરેલ હું, કહેતાં પાર ન આવે;
હાવે બધી સમજણ પડી, કરૂ ભજન હું ભાવે. ક્ષમારે. ૨
અધમ ઓધારણ આપ છો, છો અઘહર સ્વામિ;
ત્રિતાપ તારણ બાપ છો, બળવંતા બહુ નામિ. ક્ષમારે. ૩
ફેર આ અવસર નહિ મળે, આવ્યો ઉગરવાનો આરો;
આનંદરામ દાસ આપનો, આટલો ફેરો તારો. ક્ષમારે. ૪

## પદ ૩ જું.

ચઢોરે મોક્ષેચ્છુ જ્ઞાન મારગે, વિના મોક્ષ ન થાએ;
એ વીણ અંન્ય સાધન થકી, જન્મ મરણ ન જાએ. ચઢોરે. ટેક.
રાત્રિ દિવસ રામ શું રટો, રામ મહિમા ન જાણ્યો;
કોટયમાં કોથળી ઘાલીને, તાર માળાનો તાંણ્યો. ચઢોરે. ૧
રામ કહો ભાઇ કેવા હશે, લીલા પીળા કે કાળા;
સોના રૂપાના કે ત્રાંબાના, તેના દઇ આપો ટાળા. ચઢોરે. ૨
ખાધુ ખાધુ એમ કહેવા થકી, શમે નહિ કદી ક્ષુધા;
લુખી ભક્તિ એમ આદરી, છોડી ઉપાયો સુધા. ચઢોરે. ૩
અગ્નિ અગ્નિ મુખ ઉચરે, તેથી કોઇ નવ દાઝે;
આનંદ ક્રિયાગ્નિ પ્રગટાવતાં, કરે પલમાંહી પ્રાજે. ચઢોરે. ૪

## પદ ૪ થું.

શોધોરે મારગ શુભ જ્ઞાનનો, તવ મળે મોક્ષ વાશી;
ક્રિયા વીના કાંઇ બને નહિ, જુવો જરા તપાસી. શોધોરે. ટેક.

જ્ઞાન થકી ભક્તિ આદરો, ખરી ખોળી લ્યો યુક્તિ;
જવલ્લા જન તે યુક્તિયે, મેળવી શકે મુક્તિ. શોધોરે. ૧
વાઘ વરૂ ચિત્રાંમણુ તણા, કરડયા જાણ્યા ન કહીએ;
કરડયા વિના ઝેર ચઢે નહિ, વિચ્છી મુખેથી વહીએ. શોધોરે. ૨
હીરો હીરો કહેવા થકી, તેનો મહીમા ન માણે;
મહેનત કરી હીરો મેળવે, મહીમા માણે સૌ જાણે. શોધોરે. ૩
એમ હરી હીરા રૂપ છે, મેળવો શિર સાટે;
આનંદરામે તે મેળવ્યો, વળ્યો મોક્ષની વાટે. શોધોરે. ૪

## પદ ૫ મું.

જ્ઞાન વિના નહિ ગમ પડે, જ્ઞાન વસ્તુની કોને;
માટે ગ્રહણ કરો જ્ઞાનને, જ્ઞાનથી જીવ જોને. જ્ઞાન. ટેક.
અંધારે વસ્તુ કંઇ હોય તો, કોઇ શી રીતે દેખે;
દીપકને પ્રગટાવતાં, પ્રાણી પામર પેખે. જ્ઞાન. ૧
પર્વત પાછળ વસ્તુ છે, શી રીતે દેખાશે;
પર્વત ખસે કે પોતે ખસે, તો તે જરૂર જણાશે. જ્ઞાન. ૨
એમ મોટો માયા ડુંગરો, તેની પાછળ વસ્તુ;
માયા ખસે કે પોતે ખસે, તો તે દેખાશે અસ્તુ. જ્ઞાન. ૩
એવો અજ્ઞાનનો ડુંગરો, જીવને આવે છે આડો;
આનંદ જ્ઞાન પ્રગટ થતાં; ટળે રાત થાય દહાડો. જ્ઞાન. ૪

## પદ ૬ ઠું.

માટેરે ગોતો કોઇ જ્ઞાનીને, જ્ઞાનની ગમ પાડે;
“ રહે તે જ્ઞાનાન મુક્તિહિ, ” એમ શ્રુતિ બરાડે; માટેરે. ટેક.
કીયા ભાવનું કીધું વેણ છે, તેનો ભાવ ન ભાળ્યો;
વિદ્વાન થઇ ચુંથ્યા વેદને, માર્ગ તરવાનો ટાળ્યો. માટેરે. ૧
“ અહંમ બ્રહ્માસ્મીને તત્વમસિ, ” જુવો વેદની વાણી;
“ સર્વ ખલ્વીધ્વં પ્રજ્ઞાનમાનંદ, ” તેની વાત ન જાણી. માટેરે. ૨
વેદ વસ્તુતાએ શી હશે, વદો સૌ વિધ્વાનો;
પુસ્તક પથ્થર કે પાંદડાં, વેદ વસ્તુ શી માનો. માટેરે. ૩
જાણ્યા વિનાનું સૌ ધુળ છે, મુળ પુરૂષને મુમુક્ષુ;
આનંદરામે જાણ્યું જ્ઞાનથી, આવ્યાં જ્ઞાનનાં ચક્ષુ. માટેરે. ૪

## પદ ૭ મું.

મુમુક્ષુ જનો મોક્ષ પામવા, મોક્ષ ધામી ઉપાસો;
એ વિણ અન્ય ઉપાસતાં, ઉલટા અથડાશો. મુમુક્ષુ. ટેક.

લૌકીક મુકી અલૌકીકને, જાણી ભજીએ જો ભાવે;
મહિમા માયાતીતનો માણતાં, જન્મ મરણ ન આવે. મુમુક્ષુ. ૧
દ્વૈત મુકી અદ્વૈતને, ઓળખી હયો એ માટે;
વિશ્વની પાર જે વસ્તુ છે, વળો વીરલા એ વાટે. મુમુક્ષુ. ૨
સમજો સાકાર નિરાકારમાં, વ્યાપક ન્યારાને જાણો;
ગુણી મુકી ગુણાતિતને, જ્ઞાન ચક્ષે પ્રમાણો. મુમુક્ષુ. ૩
હાથે કરી અવળા શીદ ચઢો, સીધો મારગ મુકી;
આનંદરામ જેમ સીધો ચડયો, જાય રસ્તો ના ચુકી. મુમુક્ષુ. ૪

## પદ ૮ મું.

પુર્ણ પરમ પદ પામવા, વામવાને ચોરાશી;
બ્રહ્મ પર બ્રહ્મ પુર્ણ બ્રહ્મને, તમે લેજો તપાસી. પુર્ણ. ટેક.
નાશી વિનાશી અવિનાશી છે, તે ત્રિપુટીને જુવો;
ક્ષર અક્ષર અક્ષરાતિતને, જાણી સંદેહ ખુવો. પુર્ણ. ૧
વ્યક્તી વ્યક્ત અવ્યક્તને, ગાય ગીતા પોકારી;
શબ્દોનો ભાવ સમજ્યા વિના, ખરી વસ્તુ વીસારી. પુર્ણ. ૨
થડ કલાસ સેકન્ડ ફુસ્ટકલાસના, જજજ સરખા ન હોએ;
અધિકાર છે સૌના જુજવા, કીધો તપાસ ન કોએ. પુર્ણ. ૩
શબ્દોનો ભાવ સમજ્યા વિના, વસ્તુ હાથ ન આવે;
આનંદરામે વસ્તુ ઓળખી, જન્મ પામે ન હાવે. પુર્ણ. ૪

---

## પદ ૯ મું.

ઓ વાંસલડી, વેરણ થઇ લાગીરે. એ રાગ.

જન અજ્ઞાની, જ્ઞાન વિના તું અમથો શીદ અથડાય છે;
મન લે માની, અણસમજણમાં અવસર તારો જાય છે. ટેક.
તું પુન્યમાં મોક્ષ મળવો માને, પણ મોક્ષ મળે નહિ એવાને;
જો સમજાવું અંદરખાને. જન અજ્ઞાની. ૧
તું મોક્ષને માને નાહ્યામાં, કલ્યાણ ચહે શું કાયામાં;
પરથમ સમજ્યો નહિ પાયામાં. જન અજ્ઞાની. ૨
તેં ઇશ્વર માન્યા મુર્તિમાં, પણ સમજ્યો નહિ વેદ શ્રુતિમાં;
બહુ ફેર હજી તુજ વૃત્તીમાં. જન અજ્ઞાની. ૩
તું તીરથોમાં મોક્ષજ જાણે, કલ્યાણ ઇચ્છવા ઉર આણે;
હજુ ઠર્યો નથી કાંઈ ઠેકાણે. જન અજ્ઞાની. ૪

તું તપમાં કાયા કષ્ટ સહે, જપ કરવામાં શ્રમ અતી લહે;
પણ તું તેવો ને તેવો રહે. જન અજ્ઞાની. ૫
મોક્ષ સમજે સાધુ સેવામાં, માટે રાખે નિત્ય મેવામાં;
તું બગડે છે બહુ એવામાં. જન અજ્ઞાની. ૬
તું ધુંચાયો જઈ ગુરૂ કરી, જાણે તેમાંથી જડે હરી;
એમ ઉમ્મર પુરી કરી ખરી. જન અજ્ઞાની. ૭
એમ બંધાયો જઇ વાડામાં, પણ પડયો ન જાણ્યું ખાડામાં;
સમજ્યો નહિ સવળા આડામાં. જન અજ્ઞાની. ૮
તું કરી કરી થાકયો એકાદશી, મોક્ષજ મેળવવા વાત વસી;
એમ ચડે ચડે ને પડે ખસી. જન અજ્ઞાની. ૯
તેં પ્રભુ માટે ઘાલી કંઠી, વાતો એ મુળ ત્યાંથી વંઠી;
પણ એમ નહિ છુટે જીવ ગ્રંથી. જન અજ્ઞાન. ૧૦
તેં મોક્ષને માટે શ્રુણીકથા, થયો વૃધ છતાં ના મુકી તથા;
તેં વય કહાડી એમ બધી વૃથા. જન અજ્ઞાની. ૧૧
તું એ આદી બહુ કામ કરે, ઘણાં વર્ત વર્તુલાં કરે ખરે;
જાણે મોક્ષ મળે તો કામ સરે. જન અજ્ઞાની. ૧૨
તને ચુંક પેટમાં આવે છે, શીદ ડામ છાતી ઉપર દે છે;
સવળુ અવળુ કયાં સમજે છે. જન અજ્ઞાની. ૧૩
બપ ખરા ધણીને જો ધારે, તો તો કરવાનું કહુ તારે;
હરે જન્મ મરણ વારે વારે. જન અજ્ઞાની. ૧૪
જો એવું તું કલ્યાણ કળે, કોઇ જ્ઞેયનો જ્ઞાતા ગુરૂ મળે;
તો સંષય તારા સર્વ ટળે. જન અજ્ઞાની. ૧૫
જે ખરા મુમુક્ષુ જન હશે, સમજણ સવળી તેનેજ થશે;
ઉર વ્યાસ મગનની વાત વસે. જન અજ્ઞાની. ૧૬

## પદ ૨ જું.

શઠ સુધરે નહિ, સોવિધી સાથે સંપ કરી સમજાવે;
મુઢ માંને નહિ, એવા મુરખ જનને કોણ મનાવે. ટેક.
મંકોડો મુખ કપડાને ભરે, મુકાવાને કોઇ યત્ન કરે;
મુકે નહિ પણ તે જરૂર મરે. શઠ. ૧
શિક્ષા દેતાં જો સ્વાન ભસે, હાંકી કાહાડો પણ નવ ખસે;
દયો લાકડી પણ શિક્ષા ન વસે. શઠ. ૨
સુભ સમજાવો વ્યભિચારીને, શિક્ષા દયો ધારી ધારીને;
પણ નહિ તજે પરનારીને. શઠ. ૩

વ્યસનીને વ્યસન તજાવાને, દયો દુધ સાકર ખુબ ખાવાને;
મન મદિરા પાંનીનું નહિ માને. શઠ. ૪
શઠ સવળાને અવળુ જાણે, એ ગુણ તણા અવગુણ આણે;
મિથ્યા મુમ્મત મુરખ તાણે. શઠ. ૫
એવા મુરખ જન જે નહિ માને, ગુણુતા કહાડે બીજા કાને;
શ્રમ વ્યાસ મગન કરવો શાને. શઠ. ૬

## પદ ૩ જું.

ધન્ય ઉપકારી, હમેશાં પણ એ ઉપકાર કરે છે;
જાઊ બલિહારી, અન્ય તણા અવગુણને એજ હરે છે. ટેક.
સદા સુરજ જો ઉપકાર કરે, તારા ચંદ્ર પણ તિમીર હરે;
જેના તેજથી પ્રાણી માત્ર ફરે. ધન્ય ઉપકારી. ૧
વળી વાયુ પણ રૂડા વાતા, સૌ જન તેથી સુખીયા થાતા;
એ દેવ ઘણા શાન્તિ દાતા. ધન્ય ઉપકારી. ૨
ધરતી પણ જો હીંડવા દે છે, એ અવગુણ કોઇના ક્યાં લે છે;
એ ભાર જુવો અનગળ વહે છે. ધન્ય ઉપકારી. ૩
વળી અગ્નિ કામ કરે સારૂ, શિયાળે શીત હરે તહારૂ;
રોજ રસોઈનું કામ કરે પ્યારૂ. ધન્ય ઉપકારી. ૪
જળ ઝાઝુ મેઘ જુવો આપે, નથી હિશાબ દે છે અણમાપે;
જન જીવે સૌ એ પરતાપે. ધન્ય ઉપકારી. ૫
જો તરૂવર તુજને દે મેવા, તે જાત જાતના છે કેવા;
ઉપકાર ભુલે શઠ શું એવા. ધન્ય ઉપકારી. ૬
એ આદી જો ઉપકાર ઘણા, સૌ સત્તાધીન એ પ્રભુ તણા;
કોઇ વાતની તો નવ રાખી મણા. ધન્ય ઉપકારી. ૭
સજ્જન જનથી તે સમજાએ, ઉપકાર કહો કેમ ભુલાએ;
ગુણ વ્યાસ મગન માટે ગાએ. ધન્ય ઉપકારી. ૮

## પદ ૪ થું.

જપ જીવલડા, જુગદીશે જગ સાધન વસ્તુ આપી,
મન મુરખડા, ભલુ કર્યું તેને ભુલે શું પાપી. ટેક.
તને તૃપ્ત કર્યો જો અનધનથી, કર્યો જથાબાળો વળી જન તનથી;
તેને તજી દીધા મુરખ મનથી. જપ જીવલડા. ૧
જેણે શાન્ત કર્યો સઘળા સુખથી, જેણે છોડાવ્યો દારૂણ દુઃખથી;
તેના ગુણ નથી ગાતો શું મુખથી. જપ જીવલડા. ૨
જે વૃક્ષ વડે તેં ફળ લીધુ, ફળનું સેવન સારૂ કીધુ;
પણ વૃક્ષનું નામ તેં નવ દીધુ. જપ જીવલડા. ૩

ફળ ઉપર પાણી રેડાશે, તેથી શું વૃક્ષ લીલુ થાશે;
વૃક્ષ સુકાશે ફળ ક્યાં ખાશે. જપ જીવલડા. ૪
મુળમાં પાણી જ્યારે ઢળશે, વૃક્ષ વળશે ને વળી ફળ મળશે;
જો વરષો વર્ષ એ વૃક્ષ ફળશે. જપ જીવલડા. ૫
મુળ વૃક્ષરૂપ પ્રભુને લે જાણી, ભક્તિરૂપ સીંચી દે પાણી;
ફળરૂપ સુખ સઘળુ લે માણી. જપ જીવલડા. ૬
એ વિણુ જીવ સુખ કોઇ નહિ પામે, પ્રભુ વીણુ વિપત્તી નહિ વામે;
અનુભવ કીધો આનંદરામે. જપ જીવલડા. ૭

---

## પદ ૧ લું.

કોઇ હયોરે કોઇ હયો. એ રાગ.

જાગોરે કોઇ જાગો પ્રાણી, જોવા જગતપતી;
ઊંઘો છો શું અઘોરી જેવા, રે રે મુઢમતી. જાગો. ટેક.
એવી કેવી નિદ્રા લીધી, તે નથી જતી;
માથે નગારાં મ્હોતનાં વાગે, તે ભય નથી રતી. જાગો. ૧
જડાત્મા થૈ જનમ્યા ત્યારે, ઊંઘ્યા હતા અતી;
મનુષ્ય દેહી આત્મા થયા તો, શિદ ગુમાવો ગતી. જાગો. ૨
નર દેહ નહોતો મળીઓ ત્યારે, શી ગતી હતી;
લક્ષ ચોરાશી મટવા હાવે, મતી નથી થતી. જાગો. ૩
વારે વારે જગાડવા હું, કેટલી કરૂ કૃતી;
વ્યાસ મગનના શબ્દ શુણીકો, ઉઠો શેવક સતી. જાગો. ૪

## પદ ૨ જું.

આ જગ કરતા કોઇ પણુ છે તો, કહો તે કયાં હશે;
કહો તે કયાં હશે ઉપદેશી, કહો તે કયાં હશે. આ જગ. ટેક.
પુરવ પશ્ચિમ ઉત્તર દક્ષિણુ, ઉંચો કે નીચો વસે;
પરમાં છે કે પોતામાં છે, જળસ્થળમાં કઇ દશે. આ જગ. ૧
કેવા રૂપે કેવા રંગે છે તે, શું કર્યે મળશે;
કેવો છે ને કેવડો છે તેની, ઓળખાણુ કેમ થશે. આ જગ. ૨
એ જગ કરતાને જોવા માટે, પ્રાણુ મારો તલશે;
ઘણા કાળથી ગોતુ છું તે હાથમાં કયાં આવશે. આ જગ. ૩
ભક્ત થયા છો તો ભાળવો, અન્ય કોણુ બતાવશે;
વ્યાસ મગનને બતાવ્યા વિના, સંદેહ કેમ જશે. આ જગ. ૪

---

## પદ ૧ લું.

ગાળી ફોડીરે ગાળી ફોડી. એ રાગ.

નહિ રૂચેરે નહિ રૂચે, પ્રભુનું નામ એને નહિ રૂચે. પ્રભુ. ટેક.
સંસારની વાતોનો વધારે વહાડીઓ, ભજન તો જાણે ભાલા ખુંચે. પ્રભુ. ૧
ચોરેને ચકલે પંચાતો કરતાં, ગાળીને બોલશે ઘાંટે ઉંચે. પ્રભુ. ૨
લડાઇ ટંટામાં હોંશે હોંશે બોલશે, ભજનમાં સુખને બીડયું લુચે. પ્રભુ. ૩
ગપાટા મારવા ઘેર ઘેર ફરશે, મંદિર જતાં પગે કાંકરા કુંચે. પ્રભુ. ૪
આનંદરામ કહે એવા જીવોને, જમડા તાંણશે ઝાલી પુંચે. પ્રભુ. ૫

## પદ ૨ જું.

ડોલાં આવેરે ડોલાં આવે, હરીભજનમાં ડોલાં આવે. હરી. ટેક.
બાજીઓ કુટવા આખી રાત જાગે, અભાગીને ઉંઘ ત્યાં નાવે. હરી. ૧
નાટક ચેટકમાં કરે ઉજાગરા, જાગવા લક્ષ બરોબર લાવે. હરી. ૨
ભવાઇમાં જાગશે ડોળા ફાડીને, મિયા બીબીનો વેશ આવશે હાવે. હરી. ૩
લીલામાં લોચન જરી નહિ મિંચે, ભુંડાને એવું ભુંડું ભાવે. હરી. ૪
આનંદરામ આમ અવળા અધમને, સવળું તે કોણ સમજાવે. હરી. ૫

## પદ ૩ જું.

માળા ઝાલોરે માળા ઝાલો, પ્રભુના નામની માળા ઝાલો. પ્રભુ. ટેક.
આમતેમ અમથા શીદ આથડો છો, અવસર ચુકો શાંને ઠાલો. પ્રભુના. ૧
મણુકા ફેરવો રાત દહાડો ટેરવો, રીઝવો રૂડા નંદ લાલો. પ્રભુના. ૨
રશનાએ રટવા ચોરાશી મટવા, વચને વશ્ય કરો બિઠ્ઠલ વહાલો. પ્રભુના. ૩
તરશો ભગતમાં મરશો જગતમાં, હોંસથી હરીના મંદિર હાલો. પ્રભુના. ૪
આનંદ સંગે સઉકો ઉમંગે, મોક્ષના મારગે વીરા મહાલો. પ્રભુના. ૫

## પદ ૪ થું.

જુવો જરીરે જુઓ જરી, અખંડ સુખને જુઓ જરી. અખંડ. ટેક.
અલ્પાનંદમાં શું સુખ માન્યું, અનેક યોનીમાં ફરી ફરી. અખંડ. ૧
સંત પુરૂષનો કરો સમાગમ, ઓળખો અનુભવ કરી હરી. અખંડ. ૨
નાશી મુકી અવિનાશીને ઓળખો, જ્ઞાનરૂપી દીલ દીવો કરી. અખંડ. ૩
નર તનનું શુભ સાર્થક સાધો, અહંતા મમતા મુકો પરી. અખંડ. ૪
આનંદરામ ગુરૂ વલ્લભ પ્રતાપે, સત્ય વસ્તુને બેઠો વરી. અખંડ. ૫

## પદ ૫ મું.

પાપી પ્રાણીરે પાપી પ્રાણી, પ્રભુના પ્રિછે પાપી પ્રાણી. પ્રભુના. ટેક.
બળદની પેઠે રાતને દહાડો, ખેડશે એ તો ઘર ઘાણી. પ્રભુના. ૧
વિશ્વ વહેવારનાં વૈતરાં કરશે, મરશે તરીલાં તાણી તાણી. પ્રભુના. ૨

સંસારની વાતો ડાહ્યા થઇ સાંભળે, સદ્‌બોધની નવ સુણે વાણી. પ્રભુના. ૩
હવેના અવતાર અભાગિયાને, નહિ મળવાનું અંન પાણી. પ્રભુના. ૪
આનંદરામ એવા અકલહિણાને, પશુથી ભુંડા લેવા જાણી. પ્રભુના. ૫

## પદ ૬ ઠું.

કોને કહેવીરે કોને કહેવી, સત્સંગની વાતો કોને કહેવી. સત્સંગની. ટેક.
ધંધામાં લોક બધા ઘુંચાઇને બેઠા, રાત દહાડો રોજગાર રહ્યા સેવી. સત્સંગની. ૧
ગ્રહસ્થ લોક ગાડી ઘોડા દોડાવે, શીખ્યા એ મોજ મઝા બંગલે લેવી. સત્સંગની. ૨
નોકરી ચાકરીમાં ઘણા લોક વળગ્યા, નવરાશ ઘડી ના મળે તેવી. સત્સંગની. ૩
રંગ રાગમાં પણ ઘણા રઝળતા; અગવડતા છે જુઓ એવી. સત્સંગની. ૪
આનંદરામ આમ નથી કોઇ નવરાં, દીલની વાતો તે કોને હેવી. સત્સંગની. ૫

## પદ ૭ મું.

ભજન કરોરે ભજન કરો, ભાવથી પ્રભુનું ભજન કરો. ભાવથી ટેક.
રામ નામરૂપી રૂડું છે નાવડું, ભવસિંધુ તો તેથી તરો. ભાવથી. ૧
ગોબરા ગર્ભની ગંદકી મુકી, અખંડ સુખમાં વીરા ઠરો. ભાવથી. ૨
જન્મ મરણની ઉપાધી ટાળો, જમનો માર પણ કરો પરો. ભાવથી. ૩
અલ્પાનંદ છે માયાનો આતો, પુરણાનંદને પ્રેમે વરો. ભાવથી. ૪
આનંદરામની અનુભવ વાણી, કોઇપણ વીરલા અનુસરો. ભાવથી. ૫

## પદ ૮ મું.

તાળી પાડોરે તાળી પાડો, પ્રભુ ભજનમાં તાળી પાડો. પ્રભુ. ટેક.
ટુંટીઆં વાળી આમ શું બેઠા, બગલોમાંથી કર કહાડો. પ્રભુ. ૧
પોતે પાડોને પરને પડાવો, ઉંઘતા હોય તો ઉઠાડો. પ્રભુ. ૨
અમથા તાબોટા ઘણા પાડો છો, થાકતા નથી તે આખો દહાડો. પ્રભુ. ૩
બાળકની આગળ તાળી પાડો છો, તાળીથી ઉડાતા હાડો. પ્રભુ. ૪
આનંદરામ એથી પ્રભુ ગયાશું, તેટલું તો કોઇ દેખાડો. પ્રભુ. ૫

## પદ ૯ મું.

બોલો ગાજીરે બોલો ગાજી, હરી ભજનમાં બોલો ગાજી. હરી. ટેક.
બાપાએ બોબડા નથી બનાવ્યા, જીભ તો જુઓ દીધી સાજી. હરી. ૧
સાચા ધણીના ગુણ ગાવા છે, એમાં મરોછો શું લાજી. હરી. ૨
નકામું બોલતાં મુખ નથી દુઃખતું, કરો છો કુથલી કેમ ઝાઝી. હરી. ૩
આનદંરામ આમ સવળું સમજી, બોલો તો રામ કાંક રહે રાજી. હરી. ૪

## પદ ૧૦ મું.

ભાવના ભોગીરે ભાવના ભોગી, પ્રભુજી મારા ભાવના ભોગી. પ્રભુજી. ટેક.
છત્રપતિનો મેવો મુકીને, ભાજી વિદુરની આરોગી. પ્રભુજી. ૧

ઋષિ મુનિનાં કૂળો તજીને, ભીલડીનાં બોર જમ્યા જુના જોગી. પ્રભુજી. ૨
સુદામાનાં તો તાંદુળ આરોગ્યાં, ભકતો આગળ કોણ યતી યોગી. પ્રભુજી. ૩
આનંદરામ કરો પ્રિતી પ્રભુથી, તો તો વાલો નથી જરા વિયોગી. પ્રભુજી. ૪

---

## પદ ૧ લું.

### અંબા જોયાની આડીરે. એ રાગ.

જગમાં જેણે સાર જોયો રે, મિથ્યા માયામાં મોહ્યો. ટેક.
માત પિતા ભારજા ભ્રાત ભગિની, સાચાં જાણી પ્રાણ પ્રોયોરે. મિથ્યા. ૧
મિલકત દેખીને મસ્ત બન્યો પણ, અંતે બધુ તે તો ખોયોરે. મિથ્યા. ૨
દ્રવ્ય ધામ વાડી ગાડીને લાડી, મરણ વેળા સૌ ખોયોરે. મિથ્યા. ૩
જગની બાજી બાજીગર જેવી, તેનો થયો શીદ ટોયોરે. મિથ્યા. ૪
મહેનત કરેલી મિથ્યા જવાની, ખાલી આ વારી વલોયોરે. મિથ્યા. ૫
વ્યાસ મગન કહે માયાનો જીવડો. જન્મો જન્મ એમ રોયોરે. મિથ્યા. ૬

## પદ ૨ જું.

જોને જરા જીવ જાગીરે, ઉંઘે શું અભાગી. ટેક.
જોત જોતામાં જનમારો ચાલ્યો, આશા કરે શું આઘીરે. ઉંઘે. ૧
જુઠું જગત તેને સાચું તેં માન્યું, લક્ષણા અવળી લાગીરે. ઉંઘે. ૨
સાચું હતું તે તો જુઠું તેં જાણ્યું, અતી થયો અનુરાગીરે. ઉંઘે. ૩
વારે વારે જો જીવડા જગાડુ, તો પણ નિદ્રા ના ત્યાગી. ઉંઘે. ૪
મરણ નગારાં તો વાગે છે માથે, ભ્રમણા તારી નવ ભાગીરે. ઉંઘે. ૫
આનંદરામ કહે ઉઠય આળશું, ભાનની ભુંગળ વાગીરે. ઉંઘે. ૬

## પદ ૩ જું.

કુબુદ્ધિ કહાડી નાંખોરે, દયા દીલમાં રાખો. ટેક.
કઠોર વચન કોઇને નવ કહીએ, ઉત્તમ ભાષણ ભાખોરે. દયા. ૧
પોતાના સરખાં ગણીએ પરાયાં, કાંતો મનુષ્ય કાં માખોરે. દયા. ૨
આપ જેવો પ્રાણ પરને છે વહાલો, તોડો શું પક્ષીની પાંખોરે. દયા. ૩
કુબુદ્ધિવાળા કાળા મોં વાળા, લેવાઈ ગયા જો લાખોરે. દયા. ૪
શાંત વૃત્તિ સંગ્રહ કરવી, સુ રિત ચિત્તમાં ચાખોરે. દયા. ૫
વ્યાસ મગન કહે કુબુદ્ધિ કહાડી, પ્રભુ ભજો દીન આખોરે. દયા. ૬

## પદ ૪ થું.

જગત નિંદા જ્યારે કરશેરે, ત્યારે હરીજન તરશે. ટેક.
કર્મ કુડાં કોક જન્મે કરેલાં, ચાડીઆ તે તો ચરશેરે. ત્યારે. ૧
નિંદાઓવાળા અનામીક જેવા, વણમુલે વિષ્ટા ભરશેરે. ત્યારે. ૨

પુર્વ જન્મનાં પાપ આપણાં, નિંદા કરી કરી હરશેરે. ત્યારે. ૩
હરીજને નિંદાથી લેશ ન ડરવું, નિંદાળુ ફાળકે ફરશેરે. ત્યારે. ૪
જેમ જેમ કુથલી કરશે તેમ તેમ, કારજ આપણું સરશેરે. ત્યારે. ૫
આનંદરામની નિંદયા થવાથી, આનંદ ઉરમાં ઠરશેરે. ત્યારે. ૬

## પદ ૧ લું.

દીલમાં દેખી લ્યોરે દેખી લ્યો—એ રાગ.

દુનીઆ વહેમમાં વળીરે વહેમમાં વળી, કર્માધીન વાત કોઇએ ના કળીરે. દુનીઆ ટેક.
કુડા કર્મ દોષ પ્રગટ થાય જ્યારે, અનેક આધી વ્યાધી આવી નડે ત્યારે;
લોક નડતર નડે છે એવું ધારેરે. દુનીઆ. ૧
ઘાલે ડાકલાં એ તેડાવી ભુવાને, સધી સીકોત્તર મેલડીને માને;
ધર્મદાન પુન્ય ના સુઝે એવાનેરે. દુનીઆ. ૨
વંઝા નારીઓ નિસાસા રોજ નાખે, પળે અવળ પંથે પાટા બાંધી આંખે;
બાધા બંધણીઓ પુત્ર માટે રાખેરે. દુનીઆ. ૩
જાય કર્માધિન વાત સૌ ચુકી, ઢાંગ ધતુરામાં મતિ જુવો ઢુંકી;
આનંદરામ કહે મુળ વાત મુકીરે. દુનીઆ. ૪

## પદ ૨ જું.

દુનીઆ દેવને ઠગેરે દેવને ઠગે, દુઃખ પામે છે વિના જ્ઞાન દ્રગેરે. દુનીઆ ટેક.
રાય રણછોડજીની બાધા રમાય છે, કામ થયા કેડે મગજ ધરાવાય છે;
ઠાલો ધરી ઘેર લાવીને ખવાય છે. દુનીઆ. ૧
કોઇને મંદવાડ આવે ઘેર જ્યારે, વિપ્ર જમાડવાની બાધા રાખે ત્યારે;
મટયે સ્વારથીઆ ખોળી લાવે દ્વારેરે. દુનીઆ. ૨
થાળ દેવીયોની આગળે ધરાવે, માત્ર દાળ ભાત શાક લાડુ લાવે;
ભાત ભાતનાં ભોજન જુઓ ગાવેરે. દુનીઆ. ૩
એમ દુનીઆં બેઠી દેવ ધુતવાને, ભલુ કયાંથી થાય કહો ભાઇ એવાને;
છતાં વ્યાસજીની વાત નહિ માનેરે. દુનીઆ. ૪

## પદ ૩ જું.

દુનીઆ ડોળથી રીજેરે ડોળથી રીજે, ખરા ઉપર ખાર કરી ખીજેરે. દુનીઆ. ટેક.
વેશધારી આવે કોઇ આત્મા, બગધ્યાન ધરી બેસે થઇ માહાત્મા,
તેને સૌ કો જાણે પરમાત્મારે. દુનીઆ. ૧
આવે બાવા બનીને કોઇ વાઘરી, તેને દેખીને છટકે ડાગળી;
તેને સ્નેહથી નમે નાતના નાગરીરે. દુનીઆ. ૨

કોઇ અબધુત બનીને ટીલાં તાણે, વડા વાચાળતે વેદને વખાણે;
તેના અંદરના ભેદ ન કો જાણેરે. દુનીઆ. ૩
એવા વેષધારી ફરે ધુતવાને, છેવટ છેતરીને જાય પ્રભુ બાને;
છતાં વ્યાસજીની વાત નહિ માને. દુનીઆ. ૪

## પદ ૪ થું.

દુનીઆ ડોળને દેખેરે ડોળને દેખે, ખરી વસ્તુ ખારકરીને ઉવેખેરે. દુનીઆ. ટેક.
મોટાં મોટાં મંદિરોથી મન મોહ્યાં, પાણ પીતળોમાં ચિત્તને પ્રોયાં;
જ્ઞાન વસ્તુનાં તત્વ ન જોયાંરે. દુનીઆ. ૧
નાગ પંચસીએ પુજે નાગ માણસો, ખરો નિકળે તો કહેશે લાવો સાંણશો;
પુરી ડાઘલે પછાડો પેલી ખાણશોરે. દુનીઆ. ૨
પળે પુન્યશાળી દાણા લઇ કરમાં, પુરે પરભડીઓને કીડીયોના દરમાં;
ઉંદર માટે ઉતરેડયો ઢાંકે ઘરમાંરે. દુનીઆ. ૩
મચે અવળાં આવાં કામ કરવાને, ખોટે ખોટુ કરે બધુ પ્રભુ બાને;
છતાં વ્યાસજીની વાત નહિ માનેરે. દુનીઆ. ૪

## પદ ૫ મું.

દુનીઆ ડોળને જુવેરે ડોળને જુવે, ખોળ કર્યા વિના ખરી વસ્તુ ખુવેરે. દુનીઆ. ટેક.
રાય જુઠાં મોતી કાને કદી ધારે, સાચાં પહેર્યા એમ સૌકો ઉચારે;
ખરાં ખોટાંને જોવાં છે કયારેરે. દુનીઆ. ૧
રંક સાચાં મેળવે છે બહુ વાને, અતી આનંદ રાખીને ધરે કાને;
સૌકો જોયા વિના જુઠાં મોતી માનેરે. દુનીઆ. ૨
એમ સાચુ જ્ઞાન કથેકો સંસારી, કોઇ જુવે નહિ વારતા વિચારી;
જાય વહેવાર દ્રષ્ટિએ વાત મારીરે. દુનીઆ. ૩
એમ દુનીઆ બધી ડોળમાં ડુબાણી, ખરી ખોટી વસ્તુ ખોળી ન જાણી;
વિચારી જુવે નહિ વ્યાસજીની વાણીરે. દુનીઆ. ૪

## પદ ૬ ઠું.

બેઉ જણ લઢી મરેરે લઢી મરે, વાદ વિવાદ વિદ્વાનો કરેરે. બેઉ જણ. ટેક.
બ્રહ્મ નિરાકાર એક એમ કહે છે, બીજો સાકાર સિદ્ધ ઉચરે છે;
એક બીજાનું ખંડન કરેછેરે. બેઉ જણ. ૧
એક વ્યાપક બ્રહ્મને ભણે છે, બિજો ન્યારો એ નહિ ગણે છે;
એક બીજાનું બોલ્યું કયાં શણેછેરે. બેઉ જણ. ૨
એક સ્વરૂપે બ્રહ્મ કહે છે જયારે, બિજો અસ્વરૂપે વદે છેજ ત્યારે;
એક એકને ઉથાપે તે વારેરે. બેઉ જણ. ૩

માટે બેઊને ગુરૂ મળ્યા કાચા, એમાં એકે ન શોધી લીધા સાચા;
વ્યાસ મગનની વાંચી જુવો વાચારે. બેઊ જણુ. ૪

## પદ ૭ મું.

પુરણ બ્રહ્મને ભજોરે, બ્રહ્મને ભજો, તમો એ બિણુ સઘળુ તજોરે. પુરણુ. ટેક.
જે અખંડ સુખને આપે, ફેરો આવાગમનનો કાપે;
જે જીવનો શિવ કરી થાપેરે. પુરણુ. ૧
તે માટે તો સમજો ષડાત્મા, જેને જાણે છે જ્ઞાનીજન મહાત્મા;
જે આત્માનો કરે પરમાત્મારે. પુરણુ. ૨
તેતો સમજાય નહિ જ્ઞાન વિના, મળે જ્ઞાની તો સમજાય ખીના;
ભાળ દેખાડે હોય તેના ભીનારે. પુરણુ. ૩
ઊંઘ અજ્ઞાનતાને તમે તજો, આત્મા પરમાત્માની જુવો કજો;
જેમાં મગનને પડી મોક્ષ મજોરે. પુરણુ. ૪

---

## પદ ૧ લું.

કયાંથી આ સંભળાય મધુર સ્વર—એ રાગ.

દુરીજનથી રહો દુર, ડાહ્યા નર દુરી જનથી રહો દુર. ટેક.
દુરીજનનો કદી સંગ ન કરવો, જીવતાં સુધી જરૂર. ડાહ્યા. ૧
દુરીજનીયાં બહુ દ્વેશીલાં હોય, મંદ મતી અતી ક્રૂર. ડાહ્યા. ૨
દુરીજન દુઃખ દીન દીન પ્રગટાવે, અકલહીણુ અસુર. ડાહ્યા. ૩
દુરીજનથી દુનીયાં સૌ ત્રાસે, પાપ તણું એ પુર. ડાહ્યા. ૪
વ્યાસ મગન વાણીથી પરખો; સજ્જન દુરીજન ઉર. ડાહ્યા. ૫

## પદ ૨ જું.

ક્ષણુ ભંગુર શરીર, સમજ નર, ક્ષણુ ભંગુર શરીર. ટેક.
કોણુ જાણે કયારે તે પડશે, નહિ ન થાય લગીર. સમજ. ૧
આજકાલ હવડાં આઘડીએ, રાખો ઉર અધીર. સમજ. ૨
શરીર ભરૂસો જે નર રાખે, તે નર ખરનો વીર. સમજ. ૩
પડયું પડેને પડશે સહુનું, ભલેને હોય અમીર. સમજ. ૪
આનંદરામ નથી રહેવાનું, તાકયુ કાળે તીર. સમજ. ૫

## પદ ૩ જું.

કરને કાંક વિચાર, મુરખનર કરને કાંક વિચાર. ટેક.
કયાંથી આવ્યો કયાં તું જવાનો, કયાં પામ્યો અવતાર. મુરખ. ૧
સત્ય વસ્તુની શોધ કરી લે, અસત્યમાં વસનાર. મુરખ. ૨
અનંત કોટી ભવ આથડીઓ, થયો નહિ નિસ્તાર. મુરખ. ૩

માયા પદ મુકીને મેળવ, મુળ મોક્ષનું દ્વાર. મુરખ. ૪
વીમળ વાણી વ્યાસ મગનની, સમજે સુખ અપાર. મુરખ. ૫

### પદ ૪ થું.

જ્ઞેય વસ્તુનું જ્ઞાન; ગ્રહણ કર જ્ઞેય વસ્તુનું જ્ઞાન. ટેક.
વિષય વાસનામાં શું વળગ્યો; નીચ બુદ્ધિ નાદાન. ગ્રહણ. ૧
અજર અમર સુખ અવિનાશીમાં, ધર તેનું તું ધ્યાન. ગ્રહણ. ૨
માઇક ગીત મંગળ શું ગાતો, ગા જ્ઞેયનું તું ગાન. ગ્રહણ. ૩
ભવ ભયમાં શીદ ભટકે ભુંડા, ભાળ બ્રહ્મનું ભાન. ગ્રહણ. ૪
અલ્પાનંદમાં મગ્ન થયો શું, કર પુર્ણાનંદ પાન. ગ્રહણ. ૫
કાળ ફાળ જીવ છેદી ભેદી; તજ તારૂં અવસાન. ગ્રહણ. ૬
સ્મર્ણ માત્રમાં શાંતિ પામે, ત્રિતાપનું તોફાન. ગ્રહણ. ૭

---

### પદ ૧ લું

#### વનમાં ભુલી પડીરે પેલો—એ રાગ.

જીવડા જુઓ ઝપાટોરે, કાળો કાળ કદિ નહિ છોડે;
તુટી તેની બુટ્ટી ન મળે, જાવાનું જમ જોડે. જીવડા. ટેક.
ચક્રવતિ કે છત્રપતિ વળી પૃથ્વિપતિ હોય પુરા;
ચતુર નર ચેતી ચાલે પણ, ચડપ કરી દે ચુરા. જીવડા. ૧
શ્વાસ થકી શલ્યા તોડે કદી, આભ ઉંડળમાં ઘાલે;
મ્હોત એવાનું ડાકુ મરડે, ત્યાં આગળ નહિ ચાલે. જીવડા. ૨
તેલી અબ્ધુત અતિત બાવા, સંત સાધુ સંન્યાસી;
ઝંડા ફકીર જોગી ભોગી, સૌને કાળની ફાંસી. જીવડા. ૩
વેદ પાઠી પંડિત પુરાણી, હકીમ મુલ્લાં કાજી;
વૈદ વેરાગી મહાત્મા મુનીઓ, કાવે કાળની ભાજી. જીવડા. ૪
મદોન્મત ને તાતા માતા, ગાતા વાતા વાજાં;
સ્મૃદ્ધિ સિદ્ધિ વાળા કાળનાં, તે તો અથાણાં તાજાં. જીવડા. ૫
દાનવ માનવ સર્વ જવાના, નથી રહેવાના ઠામે;
સુરાનર સમશાને સુતા, દીઠા આનંદરામે. જીવડા. ૬

### પદ ૨ જું.

કોટી ઉપાય કરતાંરે, માનો મરવાનું એ સાચું;
દુનિયાનું ડહાપણ નહિ ચાલે, ઝાલે જમડા ડાચું. કોટી. ટેક.
હવા ખાવો કે દવા ખાવો કદી, દર્દ સટે એ માટે;
મરણ ટાંક મીન મેખ મટે નહિ, જાવું જમપુર વાટે. કોટી ૧

કાઠ કરી કદી પાઠ કરાવો, મૃત્યુંજય ના કોડે;
વજ્ર કોટમાં જઈને વસતાં. કાળ કદી નહિ છોડે. કોટી. ૨
ચોકી પેરા ચોતરફ રાખો, લાખો જણને લાવી;
કાળ ફાળ દઈ ત્યાંથી પકડે, ઓચંતાનો આવી. કોટી. ૩
ચીઠી દોરા તાવિત બાંધો, સાધો સર્વ સમાધિ;
જમ તેને પણ ઝડપી લેશે, કાળ પાસથી બાંધી. કોટી. ૪
જપ તપ યાત્રા વર્ત વતુલાં, કરો કદી પુન્ય હાનો;
પણ એમાંનું કાંય વળે નહિ, મરવાનું એ માનો. કોટી. ૫
જંત્ર મંત્ર ને તંત્ર કરાવો, પણ નહિ લાગે કામે;
કાળ ચક્રથી નહિ બચવાનું, જાણ્યું આનંદરામે. કોટી. ૬

## પદ ૧ લું.

### પાવા તે ગઢથી ઉતર્યા—એ રાગ.

આ સ્વપ્ન સમો સંસાર છે, જીવ જાણી લે;
જેમ ધુમાડાના ગોટ, મુરખ મન માની લે.
મૃગ ત્રષ્ણાવૃત જળ ભાસતુ, જીવ જાણી લે;
પણ દીસે ખારા ખોટ, મુરખ મન માની લે. ૧
ભાસે મોતી જયમ આકાશ વિષે, જીવ જાણી લે;
પણ જુઠાં જળનાં બુંદ, મુરખ મન માની લે.
જેમ સુકિતમાં રૂપુ દીસે, જીવ જાણી લે;
એમ ખેલ માયાનો ખુદ, મુરખ મન માની લે. ૨
જેમ દર્પણમાં સુરતી દીસે, જીવ જાણી લે.
એમ જુઠો જગનો ભાસ, મુરખમન માની લે.
જેમ સુર્ય પ્રતિબીંબ જળ વિષે, જીવ જાણી લે.
એમ માયાનો ઉજાસ, મુરખ મન માની લે. ૩
વાદળના જેમ પહાડ દીસે, જીવ જાણી લે.
છે માયા એજ પ્રકાર, મુરખ મન માની લે.
જેવો ઝબકારો વિદ્યુતનો, જીવ જાણી લે.
પણ વિખરાતાં નહિવાર, મુરખ મન માની લે. ૪
જગ બાજીગરના ખેલ સમ, જીવ જાણી લે.
તે સાચું નવ કહેવાય, મુરખ મન માની લે.
એમ વિશ્વ બધું વિપરીત છે, જીવ જાણી લે.
આનંદ અનુભવથી ગાય, મુરખ મન માની લે. ૫

## પદ ૨ જું.

પરમાત્મા પુરણ બ્રહ્મ, ભજવા ભાવેરે,
જો જ્ઞાનથી પડશે ગમ. જનમ નહી આવેરે,
અવીનાશી અક્ષરતીત, ભજવા ભાવેરે,
જો ચોટે તે પર ચીત, જનમ નહી આવેરે. ૧

જે મુળ છે માયાતીત, ભજવા ભાવેરે;
તુરીયાતિતથી કર પ્રિત, જનમ નહી આવેરે.
માટે સમજો ઓમકાર, ભજવા ભાવેરે;
બિંદુમાં પરમ પદ ધાર. જનમ નહી આવેરે. ૨

મુળ ઓળખ અખંડાનંદ, ભજવા ભાવેરે,
ટળશે માયાનો ફંદ. જનમ નહી આવેરે;
પરમેશ્વર જાણુ પરોક્ષ, ભજવા ભાવેરે;
જો હોય મેળવવો મોક્ષ, જનમ નહી આવેરે. ૩

ઓળખો એવાઅવીનાશ; ભજવા ભાવેરે;
જો થાશે જ્ઞાન પ્રકાશ, જનમ નહી આવેરે.
સત્સંગથી સમજો મન; ભજવા ભાવેરે,
જેમ સમજ્યો વ્યાસમગન, જનમ નહી આવેરે; ૪

---

## પદ ૧ લું.

### રાગ સુરદાસના ઘેકાનો.

કળીનું જુવો કર્મરે, કર્મરે કર્મરે કર્મરે. કળીનું. ટેક.
નીચ ઉંચ સૌ એક આરે કરાવ્યાં, ધર્મમાં કરાવ્યા અધર્મરે. કળીનું. ૧
પોતે પ્રભુ થઇ પુજાવા લાગ્યા, મહા વાકયનો ન જાણ્યો મર્મરે. કળીનું. ૨
વરણાશ્રમનો વડ નવ રાખ્યો, દુનીઆ બોળવા બન્યા બર્મરે. કળીનું. ૩
આનંદરામ આમ કળીકાળ વાપ્યો, પાપીએ તજાવ્યું પદ પર્મરે. કળીનું. ૪

## પદ ૨ જું.

તપાસ કરો કોઇરે, કોઇરે કોઇરે કોઇરે, તપાસ. ટેક.
ઉપરના ડોળથી મહાત્માશું માનો, સત્સંગ વલોણું લ્યો વલોઇરે. તપાસ. ૧
વાઘંબર ઓઢવાથી વાઘ શીદ જાણો, ખરેખરા વાઘને લ્યો જોઇરે. તપાસ. ૨
જ્ઞાન કેટલું તેની કરવી પરિક્ષા, ડોળ દેખી પડવું ના મોહીરે. તપાસ. ૩
આનંદરામ આમ અનુભવ કરીને, જ્ઞાની સંતોમાં પ્રીતિ પ્રોઇરે. તપાસ. ૪

### પદ ૩ જું.

જોજો ઠગાતા જનરે, જનરે જનરે જનરે. જોજો. ટેક.
ચેતીને ચાલજો, જુઠાને ઝાલજો, સાચાને આલજો અનરે. જોજો. ૧
દેખી ચમત્કાર કરો નમસ્કાર, નહિ તો ધુતાશો પછી ધનરે. જોજો. ૨
જ્ઞાન શબ્દ જેના દાસ બનો તેના, તેવિના થાશો ના પ્રસનરે. જોજો. ૩
આનંદરામની શિક્ષા આ કામની, મુમુક્ષુ હોતો ધરો મનરે. જોજો. ૪

### પદ ૪ થું.

મુકોને પાપી પાપરે, પાપરે પાપરે પાપરે. મુકોને. ટેક.
જેને તું મારે તને તે મારશે, બીજા ભવે થઇ સાપરે. મુકોને. ૧
જેવું દુઃખ દે છે તેવું તને પડશે, નડશે મરનાર કેરો શ્રાપરે. મુકોને. ૨
રૈ રૈ નર્કમાં અનંત દુઃખો, ભોગવવાનાં આપો આપરે. મુકોને. ૩
આનંદરામ વીણુ હીતની શિક્ષા, બીજો કહેશે કોણુ તારો બાપરે. મુકોને. ૪

---

### પદ ૧ લું.

બનવારી બને મોરારી—એ રાગ.

કયા બોધ સુનાવે તેરા, કછુ માને નહિ મન મેરા. કયા. ટેક.
પદ ગાવે પદકુ ન પીછાને, છતા દીપક અંધેરા. કયા. ૧
કરે ઉપદેશ ઉપદેશ ન પ્રીચ્છે, ફીરે દેશમે ફેરા. કયા. ૨
માયા બીનમે કછુ ન પાયા, કહાં તલકમેં ઠેરા. કયા. ૩
આનંદરામ કહે સુન બોધી, દુનીયાંમે તુજ ડેરા. કયા. ૪

### પદ ૨ જું.

ઉપદેશ હમેરા કૈસા, દુનીયાંમેં હે નહી ઐસા. ઉપદેશ. ટેક.
એહી ઉપદેશકા અર્થ સુનાવું, દુજા દેશ હે વૈસા. ઉપદેશ. ૧
પદકા અર્થ પરમ પદ પુરણુ, અનંત અર્કો જૈસા. ઉપદેશ. ૨
માયા પાર વો દેશ હમેરા, મિલે ન વાં કુચ પૈસા. ઉપદેશ. ૩
આનંદરામ કહે સુન બોધી, દેખો દેશ તુમ તૈસા. ઉપદેશ. ૪

### પદ ૩ જું.

માયામે મોક્ષ કયા માનો, પદ માયા પાર પીછાનો. માયા. ટેક.
માયાતિત તુરીયાતિત વાકો, શબ્દે ભેદ પ્રમાનો. માયા. ૧
ભાવાતિત ગુણાતિત શબ્દો, સમજે નહિ બીદ્દબાંનો. માયા. ૨
પ્રજ્ઞાન્માનંદ એદ બદતહે, એહી અલક ખજાનો. માયા. ૩
આનંદરામ લગાવે હરનીશ, વોહી પુરૂષશે તાનોં. માયા. ૪

## પદ ૪ થું.

ભજ પુરણ બ્રહ્મ પરમાત્મા, છુટે જન્મ મરણ જીવાત્મા. ભજ. ટેક.
નારદ સારદ અજ ઇશ જાકો, મથન કરે સબ મહાત્મા. ભજ. ૧
પુન્યદાન જપ તપ વૃત કરકે, હોવે સબ સ્વર્ગાત્મા. ભજ. ૨
અજર અમરપદ સબસેંહી ન્યારા, નિરખતેહેં જ્ઞાનાત્મા. ભજ. ૩
આનંદરામ અનુભવ એસો, કયા જાને જીવાત્મા. ભજ. ૪

## પદ ૧ લું.

### રાગ ધીરાના પદનો.

સાચા મળીયા ગુરૂરે, પુરૂ જ્ઞાન ત્યારે થયું;
હવે નથી અધુરૂરે, તિમીર મારૂ ટળી ગયું. ટેક.
અનેક યોની હું આથડીયો, તોયે ન આવ્યો ત્યાગ,
લક્ષ ચોરાશી લમણે લાગી, કરતાં જપ તપ જાગ;
તે સૌ લાગ્યુ તુરૂરે, જે જે કર્યું તે ગયું વહ્યું. સાચા. ૧
ત્યારે ગયો વ્યાસ વલ્લભ પાસે, પ્રશ્ન પુછયો ઓમકાર;
તવ સેવક આ શરણે લીધો, દીધો બોધ અપાર;
ઉઘાડયું મુજ ઉરૂરે, ગુહ્ય જ્ઞાન કીંકરને કહ્યું. સાચા. ૨
પ્રેમ કરી પુરણ ગમ પાડી, વડો કરી વિસ્તાર;
લૌતિક અલૌતિક ઓળખાવ્યું, ઓમથી વારમવાર;
જગ જણાયું બુરૂરે, સમજવાથી સત્ય સહ્યું. સાચા. ૩
લૌકિક ને અલૌકિક કેરૂં ભલુ કરાવ્યું ભાન,
આત્મા પરમાત્મા ઓળખાવ્યા, ટાળ્યુ મુજ અજ્ઞાન;
જનમોજનમ નહિ ઝુરૂરે, એવું જ્ઞાન રોપૈ રહ્યું. સાચા. ૪
માયા માયાતિત દરસાવ્યા, નાશ અને અવિનાશ;
દ્વૈત અને અદ્વૈત ઓળખાવ્યા, ધન ધન વલ્લભ વ્યાસ;
વચન વદીઆ સુરૂરે, સચોટ મારા ચિત્તમાં ચહ્યું. સાચા. ૫
અભયપદ ઓળખાવ્યું જેથી નિર્ભય થયો હું નાથ;
અખંડાનંદને મળવા છે સૌ, મોક્ષમાર્ગી સાથ;
પામી ચુકયો પદ પુરૂરે, પ્રેમ લક્ષણામાં તે લહ્યું. સાચા. ૬
ઠીક ઠોકર નરોત્તમની વાગી, લાગી ચટકી ચીત;
વ્યાસ મગન ગયો જગમાં જાગી, ભાગી ભવની ભીત;
જગ રીતમાં હવે નહિ રહુરે, બળીયાવરનું બાનુ ગ્રહ્યું. સાચા. ૭

## પદ ૨ જું.

જાણી લીધા સંતોરે, સંશય મારા શમતા નથી;
માણી લીધા મહંતોરે, કહેલી તો વાણી કથી. ટેક.
નાવું ધોવું સેવા પુજા, દેવ અને દર્શન;
ભજન કિર્તન કરશો ત્યારે, પ્રભુ થશે પર્સન;
કોણ નથી એ કહેતુંરે, સુણ્યુ અમે સૌ જનથી. જાણી. ૧
વ્યભિચાર ચોરી ચાડી જુઠ, અધર્મને અન્યાય,
એ શિક્ષા તો સૌ જન દે છે. માત પિતા ઘરમાંય;
નવી વાત કંઈ કહોનેરે, તે સાંભળવા રહ્યા મથી. જાણી. ૨
મદ મત્સર હુમતાને મમતા, કઠણ કામને ક્રોધ,
જપ તપ જાત્રા વર્ત વર્તુલાં; પુન્ય દાનનો બોધ;
એ તો સૌ સમજાવેરે, કીધું મેં તે તન ધનથી. જાણી. ૩
સંત થયા તો સમજણ આપો, એથી કાંક અધીક.
મહંત થયા તો કૃપા કરી કાપો, આવાગમનની બીક;
કહે મગુન ઉરેદેશીરે, તમને માનુ અતિરથી. જાણી. ૪

## પદ ૩ જું.

પ્રશ્ન પ્રેમથી પુછુરે, ઉત્તર દેજયો ઉપદેશી;
કાયામાં કોણ હું છું રે, અંદર કયાં રહ્યા પેસી. ટેક.
હું હાથ કે હું પગ પોતે, હું આંખ્ય કે મુખ,
હું નાક કે કર્ણ હું પોતે, કોને છે સુખ દુઃખ;
સાચે સાચું કહે જ્યોરે, કયાંથી થયો હું પરવેશી. પ્રશ્ન. ૧
ચાલે ઝાલે ને વળી બોલે, સુંઘે સાંભળે કોણ;
એ બધું કોણ કરે કાયામાં, ઉત્તર આપો ઓણ.
લક્ષ વિષે તે લે જ્યોરે, હું રહ્યા કયાં કને પેશી. પ્રશ્ન. ૨
શુભ અશુભના કર્મ તણાં ફળ, થતાં હશે કે નહિ;
પુન્ય પાપ કદી થતાં હોય તો, કોણ ભોગવે ભાઈ;
હું તથા કોઈ બીજોરે, બતાવોને કો વણ દ્વેશી. પ્રશ્ન. ૩
કયાંથી હું. આવ્યો છું અહિંઆં હવે વળી કયાં જઈશ,
હું સમજીને કાર્ય કરૂં છું, તે હું કેમ ઓળખાઈશ;
સમજે છે તે કહે છેરે, મગન નામ વસ્તુ તે શી. પ્રશ્ન. ૪

## પદ ૪ થું.

જોયા એવા જોગીરે, જુવતીઓ જોડે રહે;
ભામનીઓના ભોગીરે, જોગી તેને કોણ કહે. ટેક.

લલનારાઓનાં લારેલારાં, દર્શન કરવા જાય;
કેશર ઘોળી દુધ કઢેલાં, પ્રેમ કરીને પાય;
પુરણ કરે પગ ચંપીરે, ચક્ષુ ઢાળી ચીતમાં ચહે. જોયા. ૧

વાયુ ઢોળે ચંદન ચોળે, ઓળે જટા વીશાળ,
સેવા કરે સુંદરીઓ જાણે, બાવો આપે બાળ;
આવા એવી ઉરમાંરે, લાજ કોઇની નવ લહે. જોયા. ૨

જંગલમાં પણ જોગી રહેતો, જુંવત્તીઓ ત્યાં જાય,
રાત દિવસ રસોઇ કરી આપે, ખાંતે બાવો ખાય;
અધર્મ અતીશે થાતોરે, ભોમી ભાર શી રીતે સહે. જોયા. ૩

ભોળા ભોટ જેવા ભકતો સૌ, સમજી શકે ન કાંય,
જ્ઞાન વિના એ જુવો આંધળા, જોગીથી ઝડપાય;
આનંદ ઉર અકળાયોરે, પ્રવાહ ગંગાનો કેમ વહે. જોયા. ૪

## પદ ૫ મું.

પ્રેમ પ્રભુ પર કેવોરે, હરીજનોનો હદ વીના;
તમો ધરો મન તેવોરે, સમજી જાણો સત્ય બીના. ટેક.

પ્રેમ વીના પ્રભુ ના રીજે, કરે કોટી ઉપાય,
વણ પ્રેમે વાચા વદવાથી, મિથ્યા મહેનત જાય;
સાચા મનથી સેવોરે, ભજન માંહી રહી ભીના. પ્રેમ. ૧

સંતને માટે સગાળશાએ, ખાંડયો ખરલે તંન,
દંપતિ દીલમાં દુભાયાં નહિ, પ્રભુ થયા પરસંન;
આપ્યો હતો એવોરે, કહો કયાં રહી કમીના. પ્રેમ. ૨

માધવ માટે મયુરધ્વજે, વહેર્યું આપવા અંગ,
દૃઢતા દેખી ધાયા પ્રભુજી, રાખ્યો તેનો રંગ;
લ્હાવો એવો લેવોરે, દીવા કરો કોઇ જ્ઞાનઘીના. પ્રેમ. ૩

કરણને કનડયા છે પોતે, પણ તોડયો નહિ ટેક,
આખર આવી દર્સન દીધાં, બિહુલે કર્યો વિવેક;
ચતુર એવું ચેવોરે, વાળો વીરા ઉર પરસીના. પ્રેમ. ૪

ભુખે મારે ભોંય સુવાડે, તોડે તનની ખાલ,
તેમ છતાં પણ પ્રભુને ન તજે, તો તે કરશે ન્યાલ;
ટેક ધરો મન તેવોરે, આનંદરામ થાવ હરજીના. પ્રેમ. ૫

## પદ ૧ લું.

જીવડલા આજ કે કાલ જાવું.—એ રાગ.

પ્રભુનો, પંથ કઠણ છે એ પહેલો;
ચઢયા પછી સઘળો દીસે છે સહેલો. પ્રભુનો. ટેક.
કામાડો ચણીઆરે ચડે છે જ્યારે, ઝાઝુ જોર આવે ચઢાવતાં ત્યારે;
ચડયા પછી ભારે ન લાગે લગારે. પ્રભુનો. ૧
જુવો ઘણો ડુંગર ગહન ગણાએ, ચઢયા પહેલો ચઢવો એ કઠણ જણાએ;
ચઢયાં કેડે કઠણ નથી એતો કાંએ. પ્રભુનો. ૨
કઠણ એમ ઝાડે ચડવાનું ભાળે; બાથો ભરી ચડતાં જો પરશેવો વાળે;
ચઢયા પછી ફરી વળે ડાળે ડાળે. પ્રભુનો. ૩
અજાણ્યા મારગે પહેલા જો જઇએ, પુછા પુછ જાતાં છતાં અટવઇએ;
જઇ આવ્યા કેડે નહિ ખચકઇએ. પ્રભુનો. ૪
મારગ પહેલો કઠણ હરીનો તેવો, તે તો સહેજ જણાશે જો કદી સેવો;
આનંદરામે કીધો અનુભવ એવો. પ્રભુનો. ૫

## પદ ૨ જું.

અગમ ઘરે, અખંડ પુરૂષ છે એ પોતે;
તેને કોઇ વીરલા જ્ઞાનીજન ગોતે. અગમ ઘરે. ટેક.
નીરાકાર નીર્લેપ નાથ એ ન્યારો, પરમ પદમાં પુર્ણાનંદ પ્યારો;
કળે કોઇ જ્યારે કનકનો એ કયારો. અગમ ઘરે. ૧
નથી જ્યાં પૃથિવ પવન કે પાંણી, નથી જ્યાં અગ્ની આકાશ એંધાણી;
નથી જ્યાં કોઈ પણ પ્રકારની વાણી. અગમ ઘરે. ૨
નથી જ્યાં દુઃખ સુખ ક્ષુધા પીપાષા, નથી હર્ષ શોક કે તૃષ્ણા આષા;
નથી મહા પદમાં માયાના તમાષા. અગમ ઘરે. ૩
નથી સ્થુળ સુક્ષ્મ કારણ કે મ્હા કારણ, નથી શબ્દ સ્પર્શ રૂપ રસગંધ ધારણ;
તે તો પદ કહાવે ત્રિવીધીનું તારણ. અગમ ઘરે. ૪
નિરંજન નિશ્ચળ એ અવિનાશી, અનંત અર્કનું તેજ રહ્યું પ્રકાશી;
પેખો કોઇ એવા પુરણ પદવાશી. અગમ ઘરે. ૫
સેવો એને અજર અમરપદ આપે, જરૂર એ જન્મ મરણ દુઃખ કાપે;
આનંદરામે પેખ્યુ એ બ્યાસ પ્રતાપે. અગમ ઘરે. ૬

---

## પદ ૧ લું.

ચાલો ડાકોરમાં જઇ વસીએ. એ રાગ.

જોયું જોયું ભગતપણુ જોયું, થયા ભગત માયામાં મન મોહ્યુંરે. જોયું. ટેક.
તાંનમાં ફરવું માંનમાં મરવું, હરવું ધનમન પ્રોયુંરે. જોયું. ૧

વિષય વાણી ગાઈને માંણી, ખરા ધણીનું જ્ઞાન ખોયુંરે. જોયું. ૨
જાણ્યા વિના નાચ્યા જાચ્યા, કાચા ગુરૂથી બધુ બોયુંરે. જોયું. ૩
ભવ તરવાનું જ્હોય ભજન એ અજ્ઞાંને મન છોયુંરે. જોયું. ૪
મહિ વિના માંખણુ નહિ નિકળે, મિથ્યા વારી વલોયુંરે. જોયું. ૫
કહે મગન મહિ રૂપ જ્ઞાનથી, મન મેલુ નથી ધોયુંરે. જોયું. ૬

## પદ ૨ જું.

ભુલ્યા ભુલ્યા ભગત થઇ ભુલ્યા, આ ધ્વંદના ફંદમાં ફુલ્યારે. ભુલ્યા. ટેક.
માંડયાં ભજન ભવ તરવા માટે, વળ્યા વિષય વાટે શું લ્યારે. ભુલ્યા. ૧
વેશ ભગતનો ભાવ જગતનો, ડહાપણુ સઘળુ ડુલ્યારે. ભુલ્યા. ૨
ભજન કર્યું પણુ બ્રહ્મ ન જાણ્યા, જન્મ મરણુમાં ઝુલ્યારે. ભુલ્યા. ૩
ગોવિંદના ગુણુ શા શા છે તે, જ્ઞાન પડદા નથી ખુલ્યારે. ભુલ્યા. ૪
ખરા ધણીનો ખપ જો હોય તો, જ્ઞેયધેય ખોળો હજુ લ્યારે. ભુલ્યા. ૫
વલ્લભ પતાપે વ્યાસ મગનના, દુઃખના ડુંગર ઉલ્યારે. ભુલ્યા. ૬

## પદ ૩ જું.

શાંના શાંના ભગત થયા ભાઇ, બધી અવળી રીતી ચલાઇરે. શાંના. ટેક.
રાસ લિલાઓ પોતે રમો છો, શામાશામી ભાઇ બાઇરે. શાંના. ૧
એક એકને કર તાળી દઇને, ઠીક ધમચકડી મચાઇરે. શાંના. ૨
વિષય વાંણીનાં ભજન કરીને, પડયા ચોરાશી માંઇરે. શાંના. ૩
ભાવાતીતના ભજનની રીતી, તમથી નવ સમજાઇરે. શાંના. ૪
જ્ઞાન વિના અજ્ઞાન ટળે નહિ, કહે છે ગિતા ગાઇરે. શાંના. ૫
મુમુક્ષુ જન તો વ્યાસ મગનના, શબ્દો લેશે સાહીરે. શાંના. ૬

## પદ ૪ થું.

ગાવો ગાવો ગોવિંદ ગુંણુ ગાવો, નહી મળે અવસર આવોરે. ગાવો. ટેક.
લક્ષ ચોરાશી ફરતાં ફરતાં, મળ્યો મનુષ દેહ લ્હાવોરે. ગાવો. ૧
મ્હામોઘો મુનશા દેહ તેનો, દેવ કરે છે દાવોરે. ગાવો. ૨
સુઇ રહ્યા શું સુસ્ત થઇને, આળશ ઉંઘ હઠાવોરે. ગાવો. ૩
જો જોતાં ચાલ્યો જનમારો, પછી થશે પસ્તાવોરે. ગાવો. ૪
માત કુખને નામ બાપનું, તેથી કુળ દીપાવોરે. ગાવો. ૫
વ્યાસ મગન કહે મનુષ્ય હોતો, પ્રભુ પરાયણુ થાવોરે. ગાવો. ૬

## પદ ૫ મું.

જુવો જુવો જોરાવર માયા, માયા માયા માયારે. જુવો. ટેક.
મહા જોરાવર માયા તેમાં, ભલ ભલા ભરમાયારે. જુવો. ૧

મોટા મોટા મુની મહાત્માઓ, ધ્વંદના ફંદે ફસાયારે. જુવો. ૨
ત્યાગી વિરાગી સંન્યાસીના, વેષ વડા ઉતરાયારે. જુવો. ૩
શૃંગી વ્યાસજી બ્રંહ્મા વિષ્ણું, શિવ સરખા સપડાયારે. જુવો. ૪
છટકેલાને પણ છોડયા નહિ, કોણ રંક કે રાયારે. જુવો. ૫
આનંદરામ એથી અકળાયો, કંપે છે મુજ કાયારે. જુવો. ૬

## પદ ૧ લું.

### જીણા મારૂજી હો રાજ—એ રાગ.

જપ જુગદીશ જીવ જપ જુગદીશ, જુગદીશ જપ્યા વિના સુખ કયાં પામીશ. જીવ. ટેક.
જેણે જેણે જપ્યા તે તો પામ્યા પદ ઇશ, ઠેકાણામાં ઠરી બેઠા તેવો તું તરીશ. જીવ. ૧
સુધનવાને સ્હાય કરી તેલમાં તે દીશ, પ્રગટયા પ્રલ્હાદ સ્થંભે જ્યારે નામ્યો શીશ. જીવ ૨
મીરાંબાઈને રાણાજીએ જુવો કરી રીશ, અમૃતવૃત કર્યું હળાહળ વીશ. જીવ. ૩
દ્રૌપદીનાં ચિર પુર્યા પાડી જ્યારે ચીશ; લક્ષ્મિપતિએ વાર કરી નહિ નીમીશ. જીવ. ૪
એમ હું ગણાવું ભકતો કેટલા ગણીશ, આનંદરામ આમ ઠામમાં ઠરીશ. જીવ. ૫

## પદ ૨ જું.

ગોવિંદ ગુણ ગા લ્યા ગોપાળ ગુણ ગા, એના વિના કોઇ કાળે નથી તારો થા. લ્યા. ટેક.
કેવો રૂડો મળ્યો છે મનુષ્ય દેહ આ, તેમાં તરવાનું તેવા મારગે તું જા. લ્યા ગોપાળ. ૧
પ્રભુરૂપી રસ રૂડો પી અને પા, અજર અમર થાવા જ્ઞાન ગોળી ખા. લ્યા ગોપાળ. ૨
ઝેર વહેર મુકી વીરા સારી વાણી વા, મુળ ધણી માટે રૂડા ધરમમાં ધા. લ્યા ગોપાળ. ૩
આથડયો અનેક યોની હવે મળ્યો દા, પ્રભુ વિના તારે તેવો બીજો કોયોભા. લ્યા ગોપાળ. ૪
રસનાએ રામ રટતાં શું પડે છે ઘા, આનંદરામ એમાં દામ બેસે શા. લ્યા ગોપાળ. ૫

## પદ ૩ જું.

ભુધરને ભજ ભાઇ ભુધરને ભજ, એના વિના બીજી બધી વારતાઓ તજ. ભાઈ. ટેક.
દ્રવ્ય કમાઇને કેવાયો કોટી ધ્વજ, તારી સાથે તેમાંનું તો નહિ આવે રજ. ભાઈ. ૧
તરવા સંસાર સિંધુ સાધનોને સજ, મરમના બોલ બધા મનમાં સમજ. ભાઈ. ૨
કુડને કપટ છળ કરને કબજ, નહિ છોડે એવો આગળ જબરો જડજ. ભાઇ. ૩
કેટલુંક કહુ અલ્યા નર નીર્લજ, ભાવ કરી ભજવા એ તારી છે ફરજ. ભાઇ. ૪
જન્મ મરણ જાવા હોય જો ગરજ, આનંદરામ કહે કરને અરજ. ભાઇ. ૫

## પદ ૪ થું.

રટય રામ નામ રૂડુ રટય રાંમ નામ, રામ નામ વિના બીજું નહિ આવે કામ. રૂડુ. ટેક.
વણ મુલે પર નિંદા કરે ઠામે ઠામ, પણ રામ કહેતાં તને શા બેસે છે દામ. રૂડુ. ૧
ઢાલા ધાંટા પાડીને ગજાવે બધું ગામ, રામ કહેતાં શર્મ આવે, પડે મુખ શ્યામ. રૂડુ. ૨

લડાઈમાં બોલવાની આવે ઘણી હામ, રામ નામ દેતાં તને જીભે પડે ડામ. રૂડું. ૩
આમથો જો બોલ ખોટા બોલે છે તમામ, પણ રામ બોલતાં શું થાય તારૂં ચામ. રૂડું. ૪
કેટલુંક કહું તને ગોરીના ગુલામ, આનંદરામ ડાકુ ફાટી જાશે આમ. રૂડું. ૫

## પદ ૫ મું.

ભજનમાં ભળ ભાઇ ભજનમાં ભળ, ભજનમાં ભળ્યા વિના નહિ વળે કળ. ભાઇ. ટેક.
રામ નામ રૂપી નાણું તે તો રૂડુ રળ, તેમાં કરેલી મજુરી જાય ના અફળ. ભાઇ. ૧
ભજનમાં ભળીને પ્રલ્હાદ પામ્યા ફળ, ધ્રુજીપદ ભજનથી પામ્યા અવિચળ. ભાઇ. ૨
ગજે ગુણ ગાયા ધાયા ફેંકતાં કમળ, અમૃત કીધું મીરાં માટે હળાહળ. ભાઇ. ૩
જુઠાં બોર જમ્યા કેવી શવરી સબળ, સુધનવાની કઢા કીધી શામળે શીતળ. ભાઇ. ૪
એવી રીતે સમજીને સીધી વાટે વળ, આનંદરામ આમ શીદ થાય ખળ. ભાઇ. ૫

## પદ ૬ ઠું.

જવા દેને ઝેર જીવ જવા દેને ઝેર, ઝેરથી જરૂર થાશે ઘણો કાળો કેર. જીવ. ટેક.
પારકાનું સુખ દેખી શીદ કરે વેર, તેથી થાશે તારી નિંદા જોને ઘેરોઘેર. જીવ. ૧
બીજા જીવનું બુરૂં કરવા કરે કેમ પેર, પણ બુરૂ તારૂ થાશે એને લીલાલ્હેર. જીવ. ૨
પરાયાને પાડવા તું શીદ ખોદે નહેર, પણ પોતે પડવાનો મરવાનો ઠેર. જીવ. ૩
પારકાની વાતોને તું કરે ચેરાચેર, તેમાં તારૂ શું વળે લ્યા જોઇ લે ચોફેર. જીવ. ૪
સપુતનો સુત હોય તો થઇ જા માહેર, આનંદના પ્રભુની બાંધ્ય સમશેર. જીવ. ૫

## પદ ૭ મું.

મુકી દે મોટાઈ મુવા મુકી દે મોટાઇ, મોટાઇમાં મરી ગયા કૈક કુટાઈ. મુવા. ટેક.
જાણે મારા જેવો મોટો કોઈ નથી આંઇ, તારા કરતાં તાડ મોટો કરસરસાઇ. મુવા. ૧
ભારમાં શું ભાગી પડી હીંડે ગામ માંઇ, ભારમાં બહુ ભાગી પડે જોને વડભાઈ. મુવા. ૨
કાકા દાદા કહ્યા તેથી શું ગયો કુલાઇ, એવી તો મોટાઈ તારા મનથી મનાઇ. મુવા. ૩
ધંધામાં મોટો થયો, દોડયો ધાઈ ધાઇ, ધરમમાં ઢોર જેવો જાણ્યું નહિ કાંઇ. મુવા. ૪
મોટો કોણ કાવે લીધા હરી ગુણ ગાઇ, આનંદ એ વિના તો ધિક્ક ચતુરાઈ. મુવા. ૫

---

## પદ ૧ લું.

### હરીનો મારગ છે સુરાનો—એ રાગ.

મહાસાગરથી મીઠું થાતું, મેઘથી બનતાં બુંદ, જોને,
અગ્નિમાંથી તણખા થાતા, તરૂવરથી જેમ ગુંદ. જોને. ૧
કનક થકી જેમ ઘાટ ઘડાતા; સુરજથી પ્રતિબિંબ, જોને;
ધૃત થકી જેમ બને કોદરી, લીંબડામાંથી લીંબ. જોને. ૨
રેણુમાંથી બને કાંકરા, જળમાંથી જેમ લીલ, જોને;
સુર્ય કાચથી અગ્નિ પ્રગટે, જરી ન થાયે ઢીલ. જોને. ૩

પાણી છાંટો પૃથ્વિ અડતાં, ગરગોળી બંધાય, જોને;
ચૈતન્ય ગતિ માયાને અડતાં, જીવ તે રીતે થાય. જોને. ૪
એવા અનંતકોટી જીવનું, વિશ્વ ભર્યું સજીવ, જોને;
તે જીવોની ગ્રંથી તોડી, જીવનો કરવો શીવ. જોને. ૫
તે ગ્રંથી કોઇ વિરલા તોડે, એવા વિરલા કોક, જોને.
આનંદરામે તે ઓળખીઆ, લોક છતાં અલોક જોને. ૬

## પદ ૨ જું.

ભમર કીટને ભમરી લાવે, કરે પોતાના જેવી, જોને;
લોહ કનક પારસથી ધાતુ, ગહનગતિ છે એવી. જોને. ૧
તેવા ગુરૂ કોઈ જ્ઞાની મળતાં, જીવ જરૂર પલટાય, જોને;
સત્સંગે મન મંજજન કરતાં, ગુરૂ સમો થઇ જાય. જોને. ૨
દિપક કરતાં તિમીર નાસે, અર્ક ઉગે જાય રાત, જોને;
જ્ઞાન થતાં અજ્ઞાનજ નાસે, જીવ થાય શીવ જાત. જોને. ૩
તેવા ગુરૂથી ગોતી લેવુ, જ્ઞેય વસ્તુનું જ્ઞાન, જોને;
તે વિણુ સઘળું વૃથા સમજવું નિરખે નહિ નિશાન. જોને. ૪
નિશાન નિરખ્યા વિણુજો વીરા, ધરશે કોનું ધ્યાન, જોને;
ધ્યાન ધર્યા વિણુ ધ્યેયવસ્તુનું, ભાળે કયાંથી ભાન. જોને. ૫
ધન ધન તેવા જ્ઞાની ગુરૂજી, વહાલા વલ્લભરામ, જોને;
આનંદરામે ગુરૂ કર્યા તવ, ઠરીને બેઠા ઠામ. જોને. ૬

## પદ ૩ જું.

અનેક ચોની તું આથડીઓ તોએ નાવ્યો તાગ, જીવડા.
અંતે આ મનુષ્યાદેહ મળીઓ, હાવે મુક્તિ માગ્ય. જીવડા. ૧
નહિ તો પાછો ફેર લથડતાં, ફેરા ફરવા પડશે, જીવડા.
તરેહ તરેહના અવતારોમાં, વિપત્તી બહુ નડશે. જીવડા. ૨
પુર્વ ચોગે પશુ થયો તો, પીડા પડશે પાકી, જીવડા.
મુગે મોડે જો મરવાનું, બિત્યામાં નહિ બાકી. જીવડા. ૩
પીડા પેટમાં જો કદી આવે, તે તો જાણે કોણુ, જીવડા.
પાળક ધણી તો સ્વારથ સાધે, પીડામાં તુજ પ્રાણુ. જીવડા. ૪
તરૂવરનો અવતાર મળે તો, તપવાનું બહુ તાપે, જીવડા.
દયા તારી ત્યાં કોઇ ધરે નહી, કહોવાડો લઇ કાપે. જીવડા. ૫
એવા એવા અનેક જન્મો, જગની અંદર થાય, જીવડા.
અનુભવ કાધો આનંદરામે, કર્ય તેવો ઉપાય. જીવડા. ૬

### પદ ૪ થું.

કીટ પતંગ થઈ જો પડીઓ, ત્યાં પણ દારૂણ દુઃખ, જીવડા.
ભુંડી વસ્તુમાં ભમવાનું, સ્વપ્ને ન મળે સુખ. જીવડા. ૧
ભુજંગ અજગર થઈ ભોમીમાં, ભરાઈ રેવું પડશે, જીવડા.
મળમુત્રની ખાળ ખાડીમાં, નર્ક દુઃખ બહુ નડશે. જીવડા. ૨
પક્ષિ જન્મમાં જો કદી પડીઓ, અંત્રિક્ષે આથડવું, જીવડા.
ક્યાંક પડેલા દાણા ચુગવા, રાત્રે તરૂવર ચડવું. જીવડા. ૩
ક્ષુધા પિપાષા શાંન્ત ન થાએ, મુઝામણ મન સાથ, જીવડા.
પ્રાણ પરાણે જો તજવાના, પડતાં પારધી હાથ. જીવડા. ૪
દાનવનો કદી દેહ મળ્યો તો, કરે અભક્ષા ભક્ષ, જીવડા.
મદીરા પીને મસ્ત થવાનું, ભુડું લાગે લક્ષ. જીવડા. ૫
પુન્ય પ્રતાપે સ્વર્ગ મળે તો, દેવ થઈને ડોલે, જીવડા.
માયામાં મસ્તાનો બનતાં, થઈશ તરણા તોલે. જીવડા. ૬
પુન્ય કરેલું પરવાર્યું કે, પાછો પૃથ્વિ પડીશ, જીવડા.
આનંદરામનું કહ્યું ન માને, તો તું અંતે રડીશ. જીવડા. ૭

### પદ ૫ મું.

ઉત્તમ આ મુનષાદેહ મળીઓ, મણી કરતાં પણ મોઘો, જીવડા.
કોટી કલ્પે માગ્યો ન મળે, તે શીદ સમજે સોંઘો. જીવડા. ૧
સાધન સઘળાં છે તુજ સ્વાધીન, કમીના ન મળે કાંય, જીવડા.
તેમ છતાં તું કેમ ન ચેતે, સવેળાની છાંય. જીવડા. ૨
મનુષ્ય જન્મે મોક્ષ મળે છે, ટળે ચોની અનેક, જીવડા.
જન્મ મરણનો ફેરો ફાટે, જો વરતે વીવેક. જીવડા. ૩
તે માટે તું સાધ સવેળા, અવસર એળે જાય, જીવડા.
ઠરીને અંતે બેસ ઠેકાણે, કર એવો ઉપાય. જીવડા. ૪
સંત પુરૂષો સમજણ આપે, તે તો તારે માટે, જીવડા.
કાયર થઈને કેમ તુ ચુકે, વળે ન મોક્ષની વાટે. જીવડા. ૫
એ વીણ તારો કોટી કલ્પે, છુટકો કદી ન થાય, જીવડા.
આનંદરામ કહે અનુભવથી, જ્ઞાંન થયુ ઘટમાંય. જીવડા. ૬

### પદ ૬ ઠું.

કાચી માટીની આ કાયા, પલક એકમાં પડશે, જીવડા.
અજર અમર તે નથી રહેવાની, ખલકમાંથી ખડશે. જીવડા. ૧
કમળ પત્રપર જળ બીંદુને, વિખરાતાં નહિ વાર, જીવડા.
વિજળી વેગે વણશી જાશે, વાદળ જેવું ધાર. જીવડા. ૨

પાંણીના પરપોટા માફક, ફડાક ફુટી જાશે, જીવડા;
કાચ તણા કુપાની પેઠે, તડાક તુટી જાશે. જીવડા. ૩
તે માટે તું સાધી લેને, દેહ થકી શુભદાવ, જીવડા;
પુર્વ યોગથી પ્રાપ્ત થયું છે, નરતન રૂડુ નાવ. જીવડા. ૪
તે નાવે તું ચઢીને બેઠો, ચુકે છે કેમ દાવ, જીવડા;
વિરાગ ભક્તિ હલેસાંને, હમેશાં હલાવ. જીવડા. ૫
મનુષાદેહનું એ કરતવ્ય છે, ગુરૂ ગમ કુંચી ઝાલ, જીવડા;
આનંદરામ ઉઘડસે તાળુ, મોક્ષને મંદિર માલ. જીવડા. ૬

---

## પદ ૧ લું.

કે વીંઝણો રમણ ચડયોરે લોલ. એ રાગ.

કે સગપણ શ્રીહરીનું સાચુ, એ વીણુ બીજુ બધુ કાચુ. કે સગપણ. ટેક.
કે હમતા મમતા નથી જેમાં, કે ઝેરને વહેર નથી તેમાં;
સદા સુખ દીશે છે એમાં. કે સગપણ. ૧
કે વાંધો વચકો નથી પડતો, કે કંકાસ કલેશ નથી નડતો;
સદા અતી આનંદ ઉર ચડતો. કે સગપણ. ૨
કે જેમાં લાગે નહિ મેણાં, નથી જેમાં કર્મ થતાં હેણાં;
નથી જેમાં લેણાં કે દેણાં. કે સગપણ. ૩
કે સગપણ એ દીસે સીધુ, તે તો શુભ સંતોએ કીધુ;
આનંદરામે અનુભવમાં લીધુ. કે સગપણ. ૪

## પદ ૨ જું.

કે સ્મરણ શ્રી હરીનું કરીએ, વિના બીજું વેણ ન ઉચરીએ. કે સ્મરણ. ટેક.
કે પારકી નિંદા પરહરીએ, કરે કોઈ કાને નવ ધરીએ;
કે વહાલો વિઠ્ઠલ વર વરીએ. કે સ્મરણ. ૧
કે કરીએ શીદ કુથલી કુડી, કે ભ્રમણા તજીએ સૌ ભુંડી;
કે રાખીએ રીત સદા રૂડી. કે સ્મરણ. ૨
કે હરતાં ફરતાં હરી ભજીએ, કે નારાયણને નવ તજીએ;
કે સાધન જીવ તણું સજીએ. કે સ્મરણ. ૩
કે પીડા નથી પ્રભુ તણા નામે, સદા સુખ નામ થકી પામે;
અનુભવ કીધો આનંદરામે. કે સ્મરણ. ૪

## પદ ૩ જું.

કે ભવરણ ભુંડામાં ભુડું, રાંડયે જણ્યા શું સમજે રૂડું. કે ભવરણ. ટેક.
કે મોડું વેહુ તે ભરવું પડશે, કે નહિ ભરે વ્યાજ વધુ ચડશે;
દાવો થતાં કોરટમાં નડશે. કે ભવરણ. ૧

કે ખુલાસો જો નહિ કરે દાવાનો, તો તો તું જેલમાં જવાનો;
જનમ ટીપ દુખીઓ થાવાનો. કે ભવરણ. ૨
ભજન રૂપી નાણું ભરી દેને, વધુ વ્યાજ સુદ્ધાં દે એને;
કરમ રૂપી કોરટ નહિ તેને. કે ભવરણ. ૩
ખુલાસો જો નર તનમાં થાશે, જરૂર જગ જેલથી છુટાશે;
મગન કહે મુક્ત એ થઇ જાશે. કે ભવરણ. ૪

---

## ગઝલ ૧ લી.

### રાગ ગઝલનો.

સુણો તુમ મોક્ષકે પ્યાસી, સેવો એક આદ્ય અવિનાશી;
છુટે જબ લક્ષ ચોરાશી, અખંડાનંદ વોહી હૈ. ટેક.
માયા કે પાર જીસ ડેરા, લગે લક્ષ ઇન્સે તેરાં;
મિટે આવાગમ ફેરા. અખંડા. ૧
ભુલસેં વો નીરાકારી, જ્ઞાનસેં હૈ વો આકારી;
ઓમસેં બિંદુ પર ધારી. અખંડા. ૨
ગતિ વ્યાપક સ્વરૂપ ન્યારા, પરમપદ પુર્ણ બ્રહ્મ પ્યારા;
કોટી હૈં સુર્જકા કયારા. અખંડા. ૩
કૈવલ્ય જ્ઞાનકી મુર્તિ, સુણાવે બેદકી શ્રુતિ;
સ્મૃતિ સાક્ષિ સબ પુર્તિ. અખંડા. ૪
લગાવે જ્ઞાનસે યુક્તિ, લગાવે લક્ષણા ભક્તિ;
મિલે સાયુજ જબ મુક્તિ. અખંડા. ૫
બડા હૈ મોક્ષકા વો ધામ, બાવન બહાર હૈ બીસરામ;
આનંદરામકો વો શ્યામ. અખંડા. ૬

## ગઝલ ૨ જી.

મુમુક્ષુ મોક્ષકે પ્યારે, હમારે નાથ હૈ ન્યારે;
સમજ લ્યો ઓમ આધારે. સચ્ચીદાનંદ અખંડાનંદ. ટેક.
નહિ વો ધામ માયામેં, નહિ વો શ્યામ કાયામેં;
માયાકે પાર પાયામેં. સચ્ચીદા. ૧
નહિ વો જન્મકુ લેતા, નહિ કુચ્છ કોઇકુ દેતા;
ખલકસે અલગ વો રહેતા. સચ્ચીદા. ૨
નિવૃતાનંદ બ્રહ્માનંદ, પુર્ણાનંદ સદા સુખ કંદ;
પરમાત્મા નહિ ત્યાં દ્વંદ. સચ્ચીદા. ૩

અક્ષરતીત અવસ્તાતીત, ત્રિગુણાતીત તુરીયાતીત;
માયાતીત ભાવાતીત. સચ્ચીદા. ૪
અદ્વૈત સત્ય સરવેશ્વર, પરીબ્રહ્મ પુર્ણ પરમેશ્વર;
અભય અવિનાશી અચળેશ્વર. સચ્ચીદા. ૫
બડા સબ સેવો બહુ નામી, અનાદી મોક્ષકે ધામી;
આનંદરામ કે સ્વામી. સચ્ચીદા. ૬

## ગઝલ ૩ જી.

લગાવે છાપ તિલક માલા, બેઠો દીન રાત મૃઘછાલા;
રટો મુખ રામકો લાલા, જ્ઞાન બિન મુક્તિ નહિ પાવે. ટેક.
ભલે બન જાઓ વૈરાગી, ભલે હો જાવો તુમ ત્યાગી;
જમો અન્ન ભિક્ષાકો માગી. જ્ઞાન બીન. ૧
ભલે તુમ જાઓ કબી કાશી, સેવો સબ દ્વારકાંવાસી;
ઢુંઢો સબ ધામ અવિનાસી. જ્ઞાન બીન. ૨
ભલે ગંગા સરીત જાવો, કબી સત્પ સીંધુ પ્રીર આવો;
તીર્થકે સ્નાન સબ પાવો. જ્ઞાન બીન. ૩
તપો સબ ધુની ચોરાસી, જપો સબ જાપ અવિનાસી;
પાનીમેં મીન જ્યું પ્યાસી. જ્ઞાન બીન. ૪
બનો અબ્ધુત જટા ધારી, લગાવો ભસ્મ શીર ભારી;
ધરો પાંઉ પાવડી પ્યારી. જ્ઞાન બીન. ૫
બજાવો ઢોલ ઓર મૃદંગ, જમાવો જુક્તિસે સબ જંગ;
સુહાવો ભક્તિકો સબ સંગ. જ્ઞાન બીન. ૬
કરે પુન્ય દાનકુ પ્યારે, જીમાવે બ્રહ્મકુ સારે;
દક્ષણા દોગે ભારે. જ્ઞાન બીન. ૭
મગો તુમ જ્ઞાનકી ભિક્ષા, ગુરૂકી પાસ લ્યો દિક્ષા;
આનંદરામકી શિક્ષા. જ્ઞાન બીન. ૮

## ગઝલ ૪ થી.

ભલે સંસાર સુખ માણો; તરીલાં લોકનાં તાણો;
પ્રભુનું નામ ના જાણો, ધર્મ વિણુ ધીક તે નરને. ટેક.
ભલે હોય રંક કે રાજા, ભલે હોય દુબળા તાજા;
ભલે હોય દેશમાં માઝા. ધર્મ વિણુ. ૧
ભલે રૂપાળા કે કાળા, ભલે હોય રાયના શાળા;
ભલે હોય મર્દ મુછાળા. ધર્મ વિણુ. ૨
ભલે ને હોય વેક્ષી નેટર, ભલેને હોય બેરીસ્ટર;
ભલે ને હોય સોલીસીટર. ધર્મ વિણુ. ૩

ભલે વિદ્વાન હોય ભારી, ભલેને હોય વહેપારી;
ભલે હોય ઉંચ અધિકારી, ધર્મ વિણ. ૪
ભલે શ્રીમંત કે હોય સુર, બત્રિસ લક્ષણે ભરપુર;
આનંદરામનો પ્રભુ દુર, ધર્મ વિણ. ૫

## ગઝલ ૫ મી.

મોક્ષની માગણી જેને, ધર્મની લાગણી તેને;
નહિ રંગ રાગણી એને, અમારા તે અમે તેના. ટેક.
જીવના હીતને માટે, કરે સત્સંગ સીર સાટે;
વળે વિજ્ઞાનની વાટે. અમારા. ૧
સમાગમમાં સદા દોડે, જગતની જાળને છોડે;
જરૂર આવાગમ તોડે. અમારા. ૨
હોય નહિ વેદ વિરોધી, તિ સ્મૃતિનો સંબોધી;
પુરાણો પાળે સત્ય શોધી. અમારા. ૩
સનાતન પંથને ધારે, ગિતાના ગ્રંથ આધારે;
યથાર્થ નવ તજે ક્યારે. અમારા. ૪
નુધરા હોય નહિ નરતે, વિવેક ન્યાય નિતિએ વરતે;
આનંદરામ તે સરતે. અમારા. ૫

## ગઝલ ૬ ઠી.

ઘુંચાયો વાંચી ગ્રંથોથી, ફસાયો પેસી પંથોથી;
કસાયો ધર્મ કંથોથી, અરે મમ મોક્ષને માટે. ટેક.
સેવ્યા બહુ સંતને સાધુ, ઘણું ખવરાવ્યું ને ખાધું;
ફર્યો એમ વિશ્વ હું બાધુ, અરે મમ મોક્ષને માટે. ૧
જતિ જોગીને સંન્યાસી, તપાસ્યા તીર્થોના વાસી;
મળ્યા માયાના ઉપાસી, અરે મમ મોક્ષને માટે. ૨
જોયા નવ નિધીઓવાળા, અષ્ટમા સિદ્ધિઓવાળા;
જોયા બહુ વિધીયોવાળા, અરે મમ મોક્ષને માટે. ૩
ગંગા ગોમતી ઘાટે, વળ્યો સર્વ ધર્મની વાટે;
મળ્યો નહિ કોઇ શીર સાટે, અરે મમ મોક્ષને માટે. ૪
ન જાંણ્યું કયાંય વાસ્તવિક, થયો હું તો પછી નાસ્તિક;
હતો હું તો ઘણો આસ્તિક, અરે મમ મોક્ષને માટે. ૫
ગુરૂ વલ્લભ મળ્યા જ્યારે, અગની ગમ પડી ત્યારે;
ઠર્યો અનુભવ આધારે, અરે મમ મોક્ષને માટે. ૬

## ગઝલ ૭ મી.

જવું હોય નર્કમાં જીવડા, તો મેલી મેલડી સેવો;
જવું હોય સ્વર્ગમાં જીવડા, તો સેવો સ્વર્ગના દેવો. ૧
થવા પંચાતિયા ધારો, તો બ્રહ્મા ભાવથી ભજવા;
લેવી હોય લક્ષ્મી યારો, તો વિષ્ણુને નહિ તજવા. ૨
થવું હોય રોગથી ન્યારા, કરો શુભ શિવની ભક્તિ;
જોઇએ જો પુત્રાદીક પ્યારા, તો સેવો આદ્ય ઉર શક્તિ. ૩
જવું હોય વૈકુંઠે જીવડા, સેવો માયા વસીષ્ટાત્મા;
જવું હોય મોક્ષમાં જીવડા, તો સેવો આદ્ય પરમાત્મા. ૪
જેનું જે કામ તે કરશે, અન્યથી કાર્ય નહિ સરશે;
ગિતાનું વાકય એવું છે, ભજે જેને તે ત્યાં ઠરશે. ૫
જેનો અધિકાર હોય જેવો, કરે એ કામ તે ઠામે.
ગુરૂજ્ઞાન ઓમ આધારે, કર્યો અનુભવ આનંદ રામે. ૬

---

## પદ ૧ લું.

### અચકો મચકો કારેલી.

ગુરૂ કરો એવા ગુણુ વાળા. ટેક.
કિંચિત્ત પણુ ન મળે ક્રોધીરે. ગુરૂ. ક્રોધીના હોય વિરોધીરે. ગુરૂ. ૧
હોય વિશ્વથકી વીરાગીરે. ગુરૂ. હમતા મમતાના ત્યાગીરે. ગુરૂ. ૨
ખરા જીતેંદ્રીય જગમાંયરે. ગુરૂ. લલનાથી નવ લોભાયરે. ગુરૂ ૩
બહુ દયા સર્વપર દાખેરે. ગુરૂ. સમદૃષ્ટી સદાય રાખેરે. ગુરૂ. ૪
હોય પુરણુ ક્ષમા ભરેલારે. ગુરૂ. શાંન્તી સંતોષ વરેલારે. ગુરૂ. ૫
આષા તૃષ્નાના ત્યાગીરે. ગુરૂ. નહિ માયાના તે રાગીરે. ગુરૂ. ૬
હોય પ્રીય પુરણુ સૌ જનનારે. ગુરૂ. લોભી નવ હોય તે ધનનારે. ગુરૂ. ૭
ભય ભ્રમણા કદી ન ભાસેરે. ગુરૂ. દુ:ખીયાને જોઇ દીલ ત્રાસેરે. ગુરૂ. ૮
સ્વપ્નાંતરમાં નહિ શોકરે. ગુરૂ. હોય લોક છતાં અલોકરે. ગુરૂ. ૯
એવા દશ લક્ષણે પુરારે. ગુરૂ. વિજ્ઞાંનમાં નહિ અધુરારે. ગુરૂ. ૧૦
ઠઠ ધરે મોક્ષના ઠામેરે. ગુરૂ. ઓળખ્યા તે આનંદરામેરે. ગુરૂ. ૧૧

---

## પદ ૧ લું.

### ભમતાં વીત્યા ભવ કેટલારે. એ રાગ.

દેવના દેવામાં માંડુલીઓરે. દેવના. ટેક.
શાહુકાર શાંનો કહુ તુજનેરે, દીઠો મેંતો દેવાદાર હો જીવ. દેવના. ૧
રાંડે જણ્યા ચઢે રૂણુ દેવનુંરે, તેનો નથી તારે દરકાર હો જીવ. દેવના. ૨

દીવા માટે ખરચે દોકડારે, સુરજ સોમને દેશું કામ હો જીવ. દેવના. ૩
પંખા માટે પૈસા ખરચતોરે, વાયુ દેવને દે શી બદામ હો જીવ. દેવના. ૪
પાણી માટે ખરચે પોળીઆંરે, મેઘને દે છે કેટલી મ્હોર હો જીવ. દેવના. ૫
વિષ્ટા વાળવા ખર્ચે વિત્તનેરે, ધરતીને દે છે શો ઠોર હો જીવ. દેવના. ૬
એવાં દીંન દીંન દેવાં બહુ ચડેરે. તુજને તેનું કયાં છે ભાન હો જીવ. દેવના. ૭
ઉંડુ સોધન કર કાંક જીવડારે, આનંદરામનું એ છે ધ્યાન હો જીવ. દેવના. ૮

## પદ ૨ જું.

ભરૂશો શું તજે ભગવાંનનોરે. ભરૂસો. ટેક.
જઠરામાં જુગદીશે જાળવ્યોરે, ત્યારે ન્હોતી તુજને શુધ હો જીવ. ભરૂંસો. ૧
જનમ્યા પહેલું જોલ્યા પ્રેમથીરે, કીધુ માના સ્તનમાં દુધ હો જીવ. ભરૂંસો. ૨
વિશ્વાસ રાખ્ય વિશંભર નાથનોરે, એ છે ભરણુ પોષણુ કરનાર હો જીવ. ભરૂંસો. ૩
કીડીને દે છે કણુ મણુ હાથીનેરે, જાળવે સૌને વિશ્વાધાર હો જીવ. ભરૂંસો. ૪
જુવોને ધરણુ જીવે છે કાષ્ટમાંરે, તેને અન પાંણી કોણુ પાય હો જીવ. ભરૂંસો. ૫
અજગર રોજ સવાગજ ચાલતોરે, તોયે પોષણુ તેનું થાય હો જીવ. ભરૂંસો. ૬
પંખી કોઇનું કામ કરતાં નથીરે, તોયે તેને મળે અનાજ હો જીવ. ભરૂંસો. ૭
અનળ જીવ રોજ રહે અકાશમાંરે, તેનું પોષણુ કરે મહારાજ હો જીવ. ભરૂંસો. ૮
એવા અનંત જીવ પોસાય છેરે, તેનું તુજને કયાં છે ભાન હો જીવ. ભરૂંસો. ૯
ઉંડુ સોધન કર કાંક જીવડારે, આનંદરામનું એ છે ધ્યાન હો જીવ. ભરૂંસો. ૧૦

## પદ ૩ જું.

ભક્તિ એવી ઉર આદરોરે. ભક્તી. ટેક.
પ્રભુને ચાહો કોઇ ચીતમાંરે, ચંદ્રને ચાહે જેમ ચકોર હો જીવ. ભક્તી. ૧
બપૈયો તલસે કેવો પ્રેમથીરે, એતો પેઉ પેઉ કરે બકોર હો જીવ. ભક્તી. ૨
નટની દ્રષ્ટિ જેમ દોરમાંરે, પાણીઆરીની બેડલા માંય હો જીવ. ભક્તી. ૩
નેડો નરમાદા મોતી તણોરે, જુજુવાં જાય પણુ ભેગાં થાય હો જીવ. ભક્તી. ૪
જળવિણુ જીવે નહિ માંછલાંરે, તેવી પતંગ દિપકની પ્રિત હો જીવ. ભક્તી. ૫
પકડો લક્ષણુ એવી પ્રેમનીરે, જેવી જારી જનની રીત હો જીવ. ભક્તી. ૬
ચાતક સ્વાંતિ નક્ષેત્ર વિનારે, અંન્ય જળનું ન કરે પાંન હો જીવ. ભક્તી. ૭
ઉંડું શોધન કર કાંક જીવડારે, આનંદરામનું એ છે ધ્યાન હો જીવ. ભક્તી. ૮

---

## પદ ૧ લું.

કહીએ કેટલુરે, મુરખ શિખામણુ નવ માને-એ રાગ.

શુભ સંસારમાંરે, સજ્જન સદા ધરો સદ્બુદ્ધિ,
દુર્લભ આ મુનષા દેહ મળીઓ, ખરી ખુવો શીદ શુદ્ધિ. શુભ. ટેક.

પરદારાની પ્રિત ન કરીએ, પરનિંદા પરહરીએ;
પરધન પથ્થર સમાન જાણી, ફાવે ત્યાં પછી ફરીએ. શુભ. ૧
સર્વ દેવપર શ્રદ્ધા રાખો, સદા કરો શુભ કર્મો;
જ્ઞાન ખરૂ ગોઠવીએ ઘટમાં, ઉત્તમ ધારી ધર્મો. શુભ. ૨
વેદશાસ્ત્રને પુરણ આદી, બ્રાહ્મણ મુખ સાંભળીએ;
એ વિણુ વાતો અન્ય હોય તો, પંડે પાછા વળીએ. શુભ. ૩
અહંપદ ઉરમાં નવ ધરીએ, છલકેએ નહિ સુખમાં;
રાગ દ્વેષ કોથી નવ કરીએ, ડુબેએ નહિ દુઃખમાં. શુભ. ૪
કષ્ટ કદી કોને નવ દેવું, સરખા સૌ જીવ ગણુવા;
નિજ નિજના કર્મે લેવાશે, હરિ ધારશે હણુવા. શુભ. ૫
અંતરથી ઇશ્વર ઓળખીએ, અધર્મથી દુર રહિને;
પુન્યની અંદર યથાશક્તિએ, દઇએ ચિત્તમાં ચહિને. શુભ. ૬
જ્ઞાતિને જાળવીએ જાતે, અભક્ષા ભક્ષ ન કરીએ;
એ આદી કુકર્મો કરતાં, દિલની સાથે ડરીએ. શુભ. ૭
દુઃખ સુખ સૌ કર્માધિન છે, વહેમની વાતો તજીએ;
સરવેશ્વર એક સાચા જાણી, ભાવ વડેથી ભજીએ. શુભ. ૮
કુસંગીનો સંગ ન કરીએ, વિર વસો સત્સંગે;
દુનીઆદારીમાં રહીએ જેમ, અડચણુ નાવે અંગે. શુભ. ૯
ક્રોધ કાળ કદીએ નવ કરીએ, શાન્ત વૃત્તિ સુખકારી;
જંપી સંપી સૌથી રહિએ, કાં નર કે કાં નારી. શુભ. ૧૦
સ્વપ્ન સમો સંસાર સમજીએ, તેમાં તત્વ તપાસી;
વ્યાપક ન્યારા જ્ઞાન દ્રષ્ટિએ, ઓળખી એ અવિનાશી. શુભ. ૧૧
આ શિક્ષા તો શાણા જનને, રગ રગમાં તો રૂચે;
કહે મગન કરગરી છતાં પણુ, ખર જેવાને ખુંચે. શુભ. ૧૨

## પદ ૨ જું.

રહિએ રીતમાંરે, કોઇ પણુ કંઈ નવ કહે આપણુને;
દુનીઆ અંદર દોષ ન આવે, દિન દિન જયમ ડાપણુને. રહિ. ટેક.
વગર વિચાર્યું વેણુ ન વદીએ, રદીએ રીસ ન ધરીએ;
શિખામણુ કોઇ કદી કહે તો, પોતે નવ પરહરીએ. રહી. ૧
માન વિના પર ઘર નવ જઇએ, કોઇને આળ ન દઇએ;
મુર્ખ કદી કપરૂ બોલે તો, લક્ષમાં તે નવ લઇએ. રહી. ૨
બાળક સાથે ખ્યાલ ન કરીએ, કોઇ નવ કરી વહેરી;
કોઇને દીલમાં નવ દુભવીએ, જીભ ન કરીએ ઝેરી. રહી. ૩

લોભ તજો તો થોભ રાખવો, હરામનું નવ લેવું;
સંસારે સાવટમાં રહેવું, હર્યો લેવું દયો દેવું. રહી. ૪
વડા સાથે વિખવાદ ન કરીએ, પોતે પોત ન ખોવું;
આગમ વિચારી ડગલુ ભરીએ, પડે ન પાછળ જોવું. રહી. ૫
દુરવ્યસનને દુર મુકીએ, નીચ સંગે નવ ચડીએ;
લંપટની સાથે લપટાતાં, પાપ પીડયમાં પડીએ. રહી. ૬
ઉઠાઉ અછકલાપણુ ન કરીએ, ફકડ થઈ નવ ફરીએ;
મર્મ વચનને શબ્દ મશ્કરા, કેહેતાં દીલમાં ડરીએ. રહી. ૭
દુર ભાષણ તો કદી ન વદીએ, મદ નવ ધરીએ આઝો;
રંક જનોને નહિ રગડવા, તજવો નહિ કુળ માઝો. રહી. ૮
વિસવાસઘાતી નવ થઈએ, ગોવિંદના ગુણ ગાઇએ;
મરણ થએ પણ નવ લાવીએ, જુઠા શબ્દો હઈએ. રહી. ૯
ગુપ્ત કોઈનું નવ ઓરવીએ, પર પોતાનું ધારો;
અસંભવતી વાત ન વદીએ, સત્ય વચનો ઉચારો. રહી. ૧૦
વૃધોનું અપમાન ન કરીએ, હીત શબ્દો સાંભળવા;
દુરગુણ માત્ર દુર તજીને, સદ્‌ગુણો સંગરવા. રહી. ૧૧
આ શિક્ષા તો શાણા જનને, રગરગમાં તો રૂચે;
કહે મગન કરગરી છતાં પણ, ખર જેવાને ખુંચે. રહી. ૧૨

## પદ ૩ જું.

મહા પુરૂષો તણુંરે, મુરખ અનુકરણ શું કરતો;
તેવી તહારી સત્તા ન મળે, દિલ વિશે રહે ઠરતો. મહા. ટેક.
રાસ રમ્યા ગોપીથી ગોવિંદ, તેવું તુજથી થાશે;
ગોવર્ધન પરવત તોળ્યો તે, તુજથી કયમ તોળાશે. મહા. ૧
મહાદેવજી ભીલડીથી મોહ્યા, તેવું તુજથી થાશે;
હર હળાહળ પી ગયા જો, તુજથી કયમ પીવાશે. મહા. ૨
મદિરા માંસ ચરે મહા દેવી, તેવું તુજથી થાશે;
મધુ કૈટપ મહિશાસુર મર્દન, તુજથી કયમ કરાશે. મહા. ૩
પુત્રી આળ લીધુ બ્રહ્માએ, તેવું તુજથી થાશે;
વિચાર કર્ય ઓ પાંમર પ્રાણી, સૃષ્ટિ કયમ રચાશે. મહા. ૪
ઈંદ્ર ચંદ્ર ગુરૂ પત્નિ મોહ્યા, તેવું તુજથી થાશે;
રાત દિવસનું તિમીર સઘળુ, તુજથી કયમ હણાશે. મહા. ૫
સર્વ વસ્તુ જો અગ્નિ ભક્ષે, તેવું તુજથી થાશે;
પણ એ અગ્નિનો અંગારો, કરમાં કયમ રખાશે. મહા. ૬

સુક્રાચાર્ય સુરા પાન કરીંચું, તેવું તુજથી થાશે;
મૃત સંજીવન પોતે કરતા, તુજથી નહિ જીવાશે. મહા. ૭
શંકરે નિચની ભિક્ષા લીધી, તેવું તુજથી થાશે;
હળાહળ ઉકળતુ શીશુ, તે તુ પીતાં ત્રાશે. મહા. ૮
એ આદી બહુ અધર્મ કૃત્યો, બળીયાથી તો થાશે;
આનંદ કહે તેમ કરવા જાતાં, પત તહારૂ ત્યાં જાશે. મહા. ૯

---

## પદ ૧ લું.

### રઘુપતિ રામ રૂદેમાં રેજો-એ રાગ.

પ્રભુના નામમાં શર્મ શાંનીરે;
ભુંડા ભુડું બેઠો શું તું માની. પ્રભુના નામ. ટેક.
રટવું રામનું નામ તો રૂડુરે, કર્મહીણા કથન શું છે કુડુરે;
નથી સરમાતો ભાંખતાં ભુંડુ. પ્રભુના નામ. ૧
રામ રટે તે જન તો રૂપાળોરે, તેમાં શરમાઇ પડે શું કાળોરે;
નથી શરમાતો ભાંડતાં ગાળો. પ્રભુના નામ. ૨
રામ રટવાથી પાપ પળાતાંરે, શર્મ શાંની ગોવિંદ ગુણ ગાતાંરે;
નથી શરમાતો લઠવાડ થાતાં. પ્રભુના નામ. ૩
ભવ તરવાનું છે રામ નામેરે, એમાં શર્મ ધરે છે શા કામેરે;
કીધો અનુભવ આનંદરામે. પ્રભુના નામ. ૪

## પદ ૨ જું.

શરમ શાની ભજનમાં જાતાંરે;
એમાં પાપ કહો કીયાં થાતાં. શરમ શાની. ટેક.
ગાવા ભજનમાં ગોવિંદ ઘેલારે, જાતાં શરમાય શું મન મેલારે;
ભુંડી ભવાઈમાં જાઓ છો પહેલા. શરમ શાની. ૧
શર્મ ભજનમાં જાતાં શું આજેરે, તેમાં દીલ તારૂ કેમ દાજેરે;
લીલા જોવા જતાં નવ લાજે. શરમ શાની. ૨
હરી ભજનમાં લાજ શું લાવેરે, જાતાં ઓછુ શું ઉરમાં આવેરે;
નાટક જોવા જાતાં શર્મ નાવે. શરમ શાની. ૩
જાય ભજનમાં તો સુખ પામેરે, સુખ એ વીણુ નથી કો ઠામેરે;
કીધો અનુભવ આનંદરામે. શરમ શાની. ૪

## પદ ૧ લું.

વિઠ્ઠલ વર વરવા માહરે-એ રાગ.

ગોવિંદ ગુણ ગાવા મહારે, હરી ગુણ ગાવા;
જન્મ મરણ દુઃખ જાવા, હાવે તો મહારે. હરી ગુણ ગાવા. ૧
લક્ષ ચોરાશી ટળીઓ, મુનષા દેહ મળીઓ;
ભાવથી ભક્તિમાં ભળીઓ, હાવે તો મહારે. હરી ગુણ ગાવા. ૨
ગર્ભમાં પડીઓ ત્યારે, અતિશે રડીઓ;
માટે હું મોક્ષ માર્ગે ચડીઓ, હાવે તો મહારે. હરી ગુણ ગાવા. ૩
ન્હોતુ જાણ્યુ ત્યાં સુધી. તરીકુ તાણ્યું;
ખરૂ મોક્ષનું સુખ માણ્યું, હાવે તો મહારે. હરી ગુણ ગાવા. ૪
ગુરૂએ શરણે લીધો, બોધજ દીધો;
આનંદરામે અનુભવ કીધો, હાવે તો મહારે. હરી ગુણ ગાવા. ૫

## પદ ૨ જું.

હરી રસ પીવો મહારે, પ્રભુ રસ પીવો;
સમજી સંતોની રૂડી રીતી, પ્રિતીથી મહારે. પ્રભુ રસ પીવો. ૧
અજર અમર રસ, એવો એ રૂડો;
જેમાં મરવાની નહિ ભીતી, પ્રિતથી મહારે. પ્રભુ રસ પીવો. ૨
અમૃત ના કરતાં રસ, એતો અધિક છે;
જેથી જીવ જાય જગ જીતી, પ્રિતીથી મહારે. પ્રભુ રસ પીવો. ૩
પ્રેમીલા અંશ રસ, પ્રેમે પીજાણે;
નરતન ધર્યાની એ છે રીતી, પ્રિતથી મહારે. પ્રભુ રસ પીવો. ૪
આંનંદરામ એવો, બ્રહ્મ રસ પીધો;
મોક્ષમાં થાય સુખ સ્થીતી, પ્રિતીથી મહારે. પ્રભુ રસ પીવો. ૫

---

## પદ ૧ લું.

કાનુડો કામણગારો—એ રાગ.

જગત જીતાયુ નથીરે, જરૂર કોઇથી જગત જીતાયુ નથીરે. જરૂર. ટેક.
જગત જીતાયુ નથી, મહાત્માઓ થાકયા છે મથી; ઇશ્વિરો હાર્યા છે એથીરે. જરૂર. ૧
જુવો શીવ ભીયાજી, જગ જીતવા ગયાં ગાજી; લોકે નિંદયા કીધી આજીરે. જરૂર. ૨
જગનો સ્વભાવ એવો, જ્ઞાનીને ગાંડો કહે તેવો; સાથી એવું જગ સેવોરે. જરૂર. ૩
જગતને કોણ જીતે, જીતવા જાતાં તો વીતે; આનંદ ચેતીલો ચીતેરે. જરૂર. ૪

## પદ ૨ જું.

કોઇનું કહ્યું ન માનેરે, કુટીલ નર કોઇનું કહ્યું ન માનેરે. કુટીલ. ટેક.
કોઈનું કહ્યું ન માને, કહેણુ કહે કોડવાને; સુણી કહાડે બીજા કાનેરે. કુટીલ. ૧
વેદનાં વચન ભાંખો, શાસ્ત્રથી ઉઘાડો આંખો; નીતિ વાકય વદો લાખો. કુટીલ. ૨
સમજાવો શ્રુતિ સ્મૃતિ, કરાવો નિર્મળ વૃત્તી; પણ ન મુકે નીજ કૃત્તીરે.કુટીલ. ૩
જેનાથી હારે વેદાંત્તી, થાકે જેનાથી સિદ્ધાંતી; મગન ત્યાં ધરે શાંન્તિરે. કુટીલ. ૪

## પદ ૩ જું.

ક્રોધને તો કહાડી નાખોરે, જરૂર જન ક્રોધને તો કહાડી નાંખોરે. જરૂર. ટેક.
ક્રોધને તો કાડી નાંખો, ક્રોધથી કપાયા લાખો; ક્રોધ તો કરાવે શાખોરે. જરૂર. ૧
ક્રોધ તો દીસે ચંડાળ, કુકર્મો કરે વિશાળ; કરાવે પોતાનો કાળરે. જરૂર. ૨
ક્રોધ કાવે નાગ કાળો, તેથી તેનું મોઢુ બાળો; તનમાંથી તેને ટાળોરે. જરૂર. ૩
ક્રોધ તો કસાઇ જાણો, હજારોના હણે પ્રાણો; રડયા ઘણા રંક રાણોરે. જરૂર. ૪
ક્રોધ કરબત જેવો, બન્ને બાજુ વહેરે તેવો; મરે ને મારે છે એવોરે. જરૂર. ૫
જુવો જન ક્રોધવાળા, કમોતે મુવા મુંછાળા; છત્ર પતિ તણા સાળારે. જરૂર. ૬
ક્રોધકાળ રૂપ ભાસે, ક્રોધે બહુ બુરૂ થાશે; ક્રોધથી મગન ત્રાસે. જરૂર. ૭

## પદ ૪ થું.

મનવાને વશ્ય કરોરે, મુમુક્ષુ જન મનવાને વશ્ય કરોરે. મુમુક્ષુ. ટેક.
મનવાને વશ્ય કરો, થતા વિકારોને હરો; કહ્યું એનું દુર ધરોરે. મુમુક્ષુ. ૧
મનરૂપી ઘોડો મસ્ત, કરશે ખરાબ ખસ્ત; માટે રાખો એને હસ્તરે. મુમુક્ષુ. ૨
મન તો મદીરા જેવું, જ્ઞાની ગાંડો કરે તેવું, ધીક તેને વશ્ય રહેવુંરે. મુમુક્ષુ. ૩
મન મરકટ થાય, ધસી ઢેડવાડે જાય; ઘડીઆંય ઘડી કયાંયરે. મુમુક્ષુ. ૪
મન બહુ બળવંત, તરંગો કરે અનંત; હારે એથી સાધુ સંતરે. મુમુક્ષુ. ૫
મન તો ઘણું મલીન, કરે કર્મ ધર્મહીન; માટે કરો જ્ઞાનાધીનરે. મુમુક્ષુ. ૬
મન તો લખોટી ખરે, સ્થિર કદી નવ ઠરે; મનથી મગન ડરેરે. મુમુક્ષુ. ૭

## પદ ૫ મું.

કામને કબજ કરોરે, જરૂર જન કામને કબજ કરોરે. જરૂર. ટેક.
કામને કબજ કરો, કામ પાપી પરહરો; તો તો ભવસિંધુ તરોરે. જરૂર. ૧
મદનનો મદ કેવો, મરણ કરાવે તેવો; નર્ક કુન્ડે નાખે એવોરે. જરૂર. ૨
કામથી રાવણ મુવો, કૈયાનું કુળ જુવો; ઇંદ્ર તો બીલાડો હુવોરે. જરૂર. ૩
કામે ચંદ્ર પાંમ્યો ક્ષય, સહસ્ત્રાર્જુન થયો લય; કામનો તો રાખો ભયરે. જરૂર. ૪
શીવ તપ ભંગ કીધુ, બ્રહ્માનું બ્રંહ્મત્વ લીધું; શૃંગી વૃત છોડી દીધુરે. જરૂર. ૫
કામનાથી કો ન તર્યું, કામે તો પાધર કર્યું; મોટાઓનું મન હર્યુંરે. જરૂર. ૬
કામકાળ રૂપ ભાસે, કામે કામ બુરૂ થાશે; કામથી મગન ત્રાસેરે. જરૂર. ૭

## પદ ૬ ઠું.

લોભ તો ભુંડામાં ભુંડોરે, જરૂર જાણો, લોભતો ભુંડામાં ભુંડોરે જરૂર. ટેક.
લોભ તો ભુંડામાં ભુંડો, લોભ તો કરાવે લુંડો; એમાં સાર નથી ઉંડોરે. જરૂર. ૧
લોભ તો કરાવે લાભ, લોભ તો અપાવે આભ; લોભ પથરાવે ડાભરે. જરૂર. ૨
દુર્યોધન છત્રપતિ, મતી કરી લોભ મતી; જુવો કેવી થઈ ગતીરે. જરૂર. ૩
લોભીઓ બ્રાહ્મણ જુવો, શ્રીફળને માટે મુવો; લોભે સુખે નહિ સુવોરે. જરૂર. ૪
લોભ તો બુરામાં બુરો, કદી નવ થાય પુરો; લોભના છેદો અંકુરોરે. જરૂર. ૫
લોભ તો કેવું વિચારે, ત્રિલોકને લેવા ધારે; ઉલટુ પોતાનું હારેરે. જરૂર. ૬
લોભે કૃત્ય નીચાં થાશે, આબરૂ ઇજ્જત જાશે; લોભથી મગન ત્રાસેરે. જરૂર. ૭

## પદ ૭ મું.

તૃષ્ના ન તુટે તારીરે, પામર પ્રાંણી તૃષ્ના ન તુટે તારીરે. પામર. ટેક.
તૃષ્ના ન તુટે તારી, દીનદીન તે વધારી; અરે નર અવિચારીરે. પામર. ૧
દશા નિર્ધન હતી, કયારે થાઉ ઘરપતી; ઇચ્છા એમ કરી અતીરે. પામર. ૨
ઘરપતી થયો જ્યારે, ગામ પતી થાઉ કયારે; ઇચ્છા એવી કીધી ત્યારે. પામર. ૩
ગામ પતી થયો ભાઇ, મળે દેશ નૃપતાઇ; ઇચ્છા ઉરે એવી આઇ. પામર. ૪
દેશપતી થયો જેવે, અવની પતી થાઉં એવે; ઇચ્છા ઉર એવું સેવેરે. પામર. ૫
અવનીનો પતિ થયો, ત્રિલોકને લેવા ગયો; એમ ઇચ્છાધીન થયોરે. પામર. ૬
તૃષ્ના તો વધે ચોમાસે પુરી તારી કયારે થાશે; તૃષ્નાથી મગન ત્રાસેરે. પામર. ૭

---

## પદ ૧ લું.

દાસ પરે દયા લાવોરે—એ રાગ.

દેશ અમારો દુજોરે, આ દુનીઆથી. દેશ. ટેક.
આ ભૌતિકને એ અભૌતિક, આ લૌકીકને એ અલૌકીક;
તે મુળ વસ્તુ પુજોરે. આ દુનીઆથી. દેશ. ૧
આ માયાનો એ માયાતીત, આ ગુણવાળો એ ગુણાતીત;
તે તુરીઆતીત તું જોરે. આ દુનીઆથી. દેશ. ૨
આ નાશીને એ અવિનાશી, આ પ્રપ્રકાસી એ સ્વ પ્રકાશી;
જો એ જ્ઞાનમય કુજોરે. આ દુનીઆથી. દેશ. ૩
આ દ્વૈતને એ અદ્વૈત છે, આ અસત્યને એજ સત્ય છે;
તે ગુરૂ ગમથી સુજ્યોરે. આ દુનીઆથી. દેશ. ૪

## પદ ૨ જું.

મોક્ષ વિશે મન મોચું રે, એવું મારૂં. મોક્ષ ટેક.
જેવી મીન પ્રિતિ જળમાં, ભમરની તેમ કમળમાં;
તેવી પ્રિતિથી ચિત્ત પ્રોયું રે, એવું મારૂં. મોક્ષ. ૧
વિણામાં ભુજંગની પ્રિતિ, દીપક પતંગની રીતી;
એવો જ્ઞાતા થઇ જ્ઞેય પદ જોયું રે. એવું મારૂં. મોક્ષ. ૨
જ્યારે ગુરૂ વલ્લભ મળીઆ, મગન મન સંશય ટળીઆ;
ત્યારે મન જ્ઞાન કુંડમાં ધોયું રે. એવું મારૂં. મોક્ષ. ૩

## પદ ૧ લું

### નમીઆ નર શો ભારી—એ રાગ.

માન્ય શિખામણ મારી મારા મનવા, માન્ય શિખામણ મારી હેજી. ટેક.
જોગ બન્યો આ મનુષ જન્મનો, તે તું લે વિચારી હેજી.
ભુલ્યો તો ભટકીશ ભવસાગર, બચવા નહિ રહે બારી. મારા મનવા. ૧
નર તન નૌકામાં બેઠો છું, ધીરજ ઉર લે ધારી હેજી;
હલાવ હલેસાં હરી નામનાં, મુકે પાર ઉતારી. મારા મનવા. ૨
જો આ જગમાં નહિ કોઇ તારૂં, માત પિતા સુત નારી હેજી;
આખર વખતે અળગાં રહેસે, થઇ જ્યાં મરણ પથારી. મારા મનવા. ૩
તું કયાં ગયોને થયું શું તહારૂં, તેની ન મળે યારી હે જી;
આનંદ અન્યનું જોઇ અકળાયો, તવ ગ્રહી જ્ઞાન કટારી. મારા મનવા. ૪

## પદ ૨ જું.

અગમ નિગમ ઘર ન્યારૂ મારા સંતો, અગમ નિગમ ઘર ન્યારૂ. હેજી. ટેક.
નહિ જ્યાં પૃથિવ પવન કે પાણી, નહિ ત્યાં મહારૂં તારૂં હેજી;
નહિ જ્યાં સોમ સુરજ કે તારા, નહિ જ્યાં જરી અંધારૂ. મારા સંતો. ૧
નહિ જ્યાં આશા તૃષ્ના નહિ જ્યાં, અંતઃકરણો ચારૂ હેજી;
નહિ જ્યાં ક્ષુધા પિપાષા નહિ જ્યાં, ષટ શત્રુનું લ્હારૂં મારા સંતો. ૨
નહિ જ્યાં નિંદ્રા નહિ જ્યાં તંદ્રા, નહિ જ્યાં સારૂ નઠારૂં. હેજી;
આનંદરામ અનુભવ સાથે, પેખ્યુ પદ એ પ્યારૂં. મારા સંતો. ૩

## પદ ૧ લું.

### થાય થાય થાય હરી વર—એ રાગ.

દુઃખ દુઃખ દુઃખ, દારૂણ જન્મ મરણમાં દુઃખ. ટેક.
નિર્લજ તારી નવ ગઈ નિષ્ટા, વારે વારે વેઠે વિષ્ટા;
મળ મુતરની કેમ તજે નહિં, કુખ કુખ કુખ. દારૂણ. ૧

જઠરામાં જીવ દશા શું તારી, કષ્ટ ભોગવ્યું છે ત્યાં ભારી,
નવ મહિના તું ઝુલ્યો ઉંધે, સુખ સુખ સુખ. દારૂણ. ૨
અરજ કરી ઈશ્વર સમજાવ્યો, બળાત્કારે બારણે આવ્યો,
પણ સંસારે શું ભોગવિયું, સૂખ સૂખ સુખ. દારૂણ. ૩
આધી વ્યાધી અને ઉપાધી, લંપટ તહારે લમણે લાધી;
છતાં ન ભાગી ભુંડા ભવની, ભૂખ ભૂખ ભૂખ. દારૂણ. ૪
મરણ પથારી પડીશ જ્યારે, તવ સૌ અનુભવ થાશે ત્યારે;
ખરેખરી જ્યાં લમણે લાગશે, લૂખ લૂખ લૂખ. દારૂણ. ૫
કહે મગન જન વારે વારે, સ્વારથ આમાં શો છે મહારે;
ભજ પ્રભુને કાંઈ રાખે તારી; રૂખ રૂખ રૂખ. દારૂણ. ૬

## પદ ૨ જું.

જાણ જાણ જાણ, જીવડા જરૂર ચેટલું જાણ. ટેક.
દીન દીન આયુષ ઓછુ થાતું, નર ખરથી તે નથી સમજાતું,
પલક એકમાં પડી જશે આ, પ્રાણ પ્રાણ પ્રાણ. જીવડા. ૧
હમતા મમતા મુકી દેને, નરતન મળ્યાનો લ્હાવો લેને;
નહિ તો પાછો ફરીશ ચારે, ખાણ ખાણ ખાણ. જીવડા. ૨
પુન્ય દાન વૃત્ત કરી લે હાથે, તેજ આવશે તહારી સાથે,
નિર્મ્યું નાથે વાંચી જો તે, વાણ વાણ વાણ. જીવડા. ૩
સમજી લે આ સમજણ ઉંડી, અક્કલહીણ જો આવી રૂડી,
આનંદરામની વાણી હૃદયમાં, નાણ નાણ નાણ. જીવડા. ૪

## પદ ૩ જું.

ઓમ ઓમ ઓમ, ઉત્તમ મંત્ર એકાક્ષર ઓમ. ટેક.
મુળ વાકય એ વેદ તણું છે, વેદમાં જેનું મહાત્મ ઘણું છે;
શિવ બ્રહ્મા દીક જાપ જપે સૌ, કોમ કોમ કોમ. ઉત્તમ ૧
ગિતાજી જેના ગુણ ગાએ, ઔમ સમો વડ મંત્ર ન કયાંએ;
એજ મંત્રથી શત્ર વિશે થાય, હોમ હોમ હોમ. ઉત્તમ. ૨
જપે મુમુક્ષુ મોક્ષને માટે, સમજે કોઇ વિજ્ઞાની વાટે;
જેમાં ઘટ મઠ ઉપન્યુ મહદા, વ્યોમ વ્યોમ વ્યોમ. ઉત્તમ. ૩
ઓમમાં આખુ વિશ્વ સમાયું, સઘળુ વલ્લભથી સમજાયું,
એ ઓમ નિત્ય જપે મગનનાં, રોમ રોમ રોમ. ઉત્તમ. ૪



## પદ ૧ લું.

( કુંત્તા અભેમન્યુને બાંધે અમર રાખડીરે-એ રાગ. )

એવા ઓમકારેશ્વર દાદાને આરાધીએરે;
જેના આરાધનથી મોક્ષનો, મારગ સાધીએરે.

ઝુલ.–સાધો સરવે નરને નાર, મળીઓ મનુષા દેહ અવતાર;
તરવા ભવસાગર સંસાર, માટે ઓળખી લ્યો ઓમકાર. એવા. ટેક.

સાખી.–અ–ઉ–મ માત્રા અને, બિન્દુ જે કહેવાય;
અર્ધ ત્રણુ અક્ષર મળી, ઓમ એકાક્ષર થાય,
જેમાં સઘળુ વિશ્વ સમાયુ, ઓમ બ્રહ્માંડ મારે;
જેનુ વર્ણન ગિતા વેદ, વદે જ્ઞાન કાંડમાંરે.

ઝુલ.–તે કોઈ જાણે વિરલા જંન, જેનુ હોય મુમુક્ષુ મંન;
તે નર કરે મોક્ષ સાધન, ઓમથી થાય જ્ઞાન ઉત્પન. એવા. ૧

સાખી.–ઉકારમાં જડ આતમા, વળી જીવાત્મા જાણુ;
મનુષાત્મા ત્રિજો લહે, વદે વિબુધો વાણુ,
વાણી વૈંખરીને, અવિદ્યા માયા ત્યાં દીસેરે;
સુસુપ્તિ અવસ્થાનુ સ્થળ, તમો ગુણુ છે તે વિશેરે,

ઝુલ.–નિત્ય નિમીત્ય પ્રલયનુ સ્થાન, અથર્વણુ પૃથિવ તત્વ નિદાંન;
વદે ત્યાં માયાનુ મુગ વાન, ફળ ફુલ પત્ર પુરૂષનાં માંન. એવા. ૨

સાખી.–મકારમાં મહાત્મા બધા, તેત્રિસ કોટી દેવ,
જપ, તપીઆ પુન્યવંત સૌ, વસે સાથ અહમેવ;
મધ્યમા વાણીને વળી, મધ્યસ્ત માયા મહાલતીરે,
અવસ્થા સ્વપ્ન તણી ત્યાં, રજો ગુણકૃતિ ચાલતીરે.

ઝુલ.–પૃથિવ પ્રલયનું રહેઠાણુ, શામવેદ અપ તત્વ ત્યાં જાણુ;
માયાનું સ્થુળ શરીર પ્રમાણુ, પાંખડાં મુળ પુરૂષનાં આણુ. એવા. ૩

સાખી.–આકારમાં સૌ ઇશ્વરો, જે અંષા અવતાર;
શિવ શક્તિ તથા, ચોથા બ્રહ્મા ધાર,
વાણી પશ્ચ્યંતિને, વિદ્યા માયા પરમાણુજોરે;
જાગ્રત અવસ્તાને ત્યાં, સત્વ ગુંણુ ઉર આણુજોરે;

ઝુલ.—પૃથિવ પ્રલય પણ ત્યાં થાય, યજુર્વેદ અગ્નિ તત્વ ગણાય,
કારણ માયાનું વરણાય, ડાળાં મુળ પુરૂષનાં ગાય. એવા. ૪

સાખી.—માત્રામાં બિજ રૂપજે, પુરૂષ પ્રકૃતિ સ્થાંન,
સગુણ બ્રહ્મ વેદ વક્તાએ, નારાયણ નિદાન;
તેમની પરા વાણીને, સત્વ ગુણ માયા તણોરે,
તુરીઆ અવસ્થાને વળી, તત્વ ગુણ ત્યાંતો ગણોરે;

ઝુલ.—મહા પ્રલયનો એજ મુકામ, રધુ વેદ વાયુ તત્વ તે ઠામ,
માયાનુ મહા કારણ મુળ ધામ, માનો થઇ મુળ પુરૂષને આમ. એવા. ૫

સાખી.—બિન્દુ પરમાત્મા તણું, જેનાં નામ અનેક,
મુળ મોક્ષનું ધામ એ, અદ્વૈત બ્રહ્મ તે એક;
પરંપરા વાંણુ ગણ, માયાતિત મુળ બ્રહ્મનેરે,
તુરીઆતિત ગુણાતિત, ઓળખો એ અનુક્રમનેરે.

ઝુલ.—અત્યંતિક પ્રલયનો ત્યાં વાસ, સૂક્ષ્મ વેદ તત્વ આકાશ,
પર્મ કારણ ને પુર્ણ પ્રકાશ, માનો મુળ પુરૂષ એ ખાસ. એવા. ૬

સાખી.—વિશ્વ સકળ એક ઓમમાં, આ રીતે ઓળખાય,
મોક્ષ માર્ગિને મન વસે, વ્યાસ મગન ગુણ ગાય;
પરબ્રંહ્મનિષ્ટ વ્યાસજી, વલ્લભરામ પ્રતાપથીરે,
પુરણ પૃષ્ટિકર્ણ કરી, સમજાયુ સૌ માપથીરે;

ઝુલ.—પ્રણવ પટ્ટ ઓમકારથી આમ, ઓળખો મુમુક્ષુ ૐ તમામ,
તેહથી મળશે મોક્ષનું ધામ, પામ્યો આનંદરામ વિરામ. એવા. ૭

## પદ ૨ જું.

શાણા સજ્જન સર્વે સ્મર્ણ કરો શુભ શ્યામનુંરે,
તારે સ્મર્ણ નાવ એ, સિંધુ રૂપ સંસાર;
મુમુક્ષુ મરજીવા થઈ, સાધો મારગ મોક્ષનોરે. ટેક.

સાખી.—અંત સમય ઇશ્વર વિના, જીવનું ન મળે કોઇ,
સગાં સર્વ જન સ્વારથિ, જગમાં લેજો જોઇ;
જોડે નહિં આવે આ, દામ ધામ શા કામનુંરે,
અંતે ઓથ કરે એવો તો, એક કિર્તાર. મુમુક્ષુ. ૧

સાખી.—અનેક ભવ ભટકી મુવા, તોએ નાવ્યો તાગ,
પુર્વ પુન્યના યોગથી, મળ્યો મનુષ દેહ લાગ;
તેથી તરવા માટે, રટણ કરો શ્રિરામનુંરે,
તો તો જરૂર થાશે, જન્મ મરણ નિસ્તાર. મુમુક્ષુ. ૨

સાખી.–કંઇ થયા કંઈ થાય છે, કંઇ ગયા કંઈ જાય,
સઘળુ અહિં છોડી ગયા, જુવો રંકને રાય;
જેવું થયું એમનું, તેવું થશે તમામનુંરે,
આનંદરામ નામથી, બેડો ઉત્તરે પાર. મુમુક્ષુ. ૩

## પદ ૧ લું.

ફરો સમરણ શીવ શંકરકા–એ રાગ.

કરી જો સંત પુરૂષનો સંગ, થશે તવ અવાગમન તન ભંગ;
થશે તવ અવાગમન તન ભંગ. કરી જો. ટેક.
પહાણુ પીતળને પુજે પ્રેમથી, વળી ન્હાય છે ગંગ;
મુળ ધણીને મળવાના એ, ન્હોય ન્હોય તુજ ઢંગ,
પગથીઆં ચઢ આગળ અડંબગ. કરી જો. ૧
છાપ તિલક તુળશીની માળા, અતી ઓપતુ અંગ;
જ્ઞેય વસ્તુના જ્ઞાન વિનાએ, બધાય દીસે બંગ,
બેશ જઈ જ્ઞાની, તણે ઉછંગ. કરી જો. ૨
ભાન વિનાનો ભજન કરે છે, અવળો લાગ્યો રંગ,
મોક્ષને માટે મુખે મુકી દે, મોર ચંગ મરદંગ,
છતા પગ પણ તું થાય અપંગ. કરી જો. ૩
સમજણ વિનાનો સંત નામનો, થઈ મહાલે માતંગ,
માટે વચનામૃત વલ્લભનાં પીવા કર ઉમંગ.
જશે તવ જન્મ મરણનો જંગ. કરી જો. ૪
આ શિક્ષા તો શાણા સમજે, નહિ સમજે જન નંગ,
વ્યાસ મગન સમજીને બેઠો, અવની થકી અલંગ,
સમાગમ કરીને ભરી છલંગ. કરી જો. ૫

## પદ ૧ લું.

માયામાં મનડું મોહ્યુંરે—એ રાગ.

શીદ જન્મ મરણમાં ઝુલ્યોરે, જાગી જો જીવડા;
ભાન ભાવાતિતનું ભુલ્યોરે, જાગી જો જીવડા. ટેક.
ગર્ભ વાસમાં ગોથાં માર્યાં તેં માની કુખમાં;
ઉંધે મુસ્તક મહા દુઃખમાંરે. જાગી જો જીવડા. ૧
કફ વિષ્ટામાં વસીઓ, ઓરે વિંટાઇ ઉદરમાં;
તે તહારી નથી નજરમાંરે. જાગી જો જીવડા. ૨

જઠરા કેરી જ્વાળામાં, શઠ ઘણો શેકાયો;
બહુ કષ્ટે થયો તું કાયોરે. જાગી જો જીવડા. ૩
દુરગંધી બહુ પામ્યો, તું મળ મુતરમાં જ્યારે;
પ્રભુ સાંભળીઆ ત્યારેરે. જાગી જો જીવડા. ૪
દીન બંધુએ અરજી, સુણી શુભ દીન દેખડયો;
તને કષ્ટ થકી બહાર કાડયોરે. જાગી જો જીવડા. ૫
ત્યાં કોલ કરી તું આવ્યો, એ ભુદરજીને ભજવા;
તે તો બેઠો કેમ તજવારે. જાગી જો જીવડા. ૬
ધિક વચનના વિલા. વિચાર કરી લે વારૂ;
તજ ગર્ભ વાસનું બારૂરે. જાગી જો જીવડા. ૭
પાછળ પસ્તાવાનો, તું ઓરે પામર પ્રાણી;
સુણ વ્યાસ મગનની વાણીરે. જાગી જો જીવડા. ૮

## પદ ૨ જું.

આ જગની માયા જુઠીરે, જાણી લે જીવડા,
એક દીન જાવું છે ઉઠીરે. જાણી લે જીવડા. ટેક.
મિથ્યા મોહ ધરે છે, રે મુરખ જન માયામાં,
શું જોઈ રહ્યો જાયામાંરે. જાણી લે જીવડા. ૧
કાયા વાડી તહારી, તે તો જરૂર લુંટાશે;
વિજળી સમ વણસી જાશેરે. જાણી લે જીવડા. ૨
કેગીલ પાયા નાંખી, બનાવી બેશ હવેલી;
પણ જાવાનો તે મેલીરે. જાણી લે જીવડા. ૩
તું જાણે શિર ઉપર છત્ર રહ્યાં છે ઝુકી;
એ જાવાનો સો મુકીરે. જાણી લે જીવડા. ૪
તું જાણે કે હું તો, છું કેવો સુબો મલકનો;
પણ ખોટો ગેલ ખલકનોરે. જાણી લે જીવડા. ૫
તું જાણે સુખ આ તો, રહેશે એવું ને એવું;
પણ ઝાંઝવાના જળ જેવુંરે. જાણી લે જીવડા. ૬
જરૂર લેતુ જાણી, સંસાર સ્વપ્નના જેવો;
આનંદ અનુભવ એવોરે. જાણી લે જીવડા. ૭

## પદ ૩ જું.

સુણો સચ્ચિદાધન સ્વામીરે, પાવલીએ લાગુ;
આત્માના અંતરયામીરે, મુક્તિ હું માગું. ટેક.
આ માયા બંધન બેડીથી, આપ મને ઉગારો;
ત્રિવિધિ તાપથી તારોરે, પાવલીએ લાગુ.

આ ત્રિગુણાત્મક માયાનું, તમે તિમીર મારૂ ટાળો;
શુભ શેવકને સંભાળોરે, પાવલીએ લાગુ. ૨
ઘોર ગુન્હા મેં કીધા, છું આપ તણો અપરાધી;
તમે નિધા કરો નિર્બાધીરે, પાવલીએ લાગુ. ૩
આ અનેક જન્માંત્તરનું, મુજ અવાગમન મુકાવો;
નથી આપ વિના કયાંય દાવોરે, પાવલીએ લાગુ. ૪
આ ભારે ભ્રમણા રૂપી, ભુંડો દીસે ભવ સિંધુ;
મને દયા કરો દીનબંધુરે; પાવલીએ લાગુ. ૫
આ વિશ્વ જેલની અંદર, હું આવી પડીઓ એદી;
છોડાવોને છું કેદીરે, પાવલીએ લાગુ. ૬
અધમ ઓધારણ અરજી, સ્વીકારો મારી છેલ્લી;
નથી તમો વિના કોઇ બેલીરે, પાવલીએ લાગુ. ૭
સેવા સ્મરણ નહિ ચુકું, કૃપાળુ કષ્ટજ કાપો;
આનંદ અભય પદ આપોરે, પાવલીએ લાગુ. ૮

---

## પદ ૧ લું.

### રાધે રાધે ગોકુળમાં—એ રાગ.

ગાઓ ગાઓ ગોવિંદ તણા ગુણ ગાઓ;
થાઓ થાઓ કોઇ પ્રભુ પરાયણ થાઓ. ગાઓ. ટેક.
કસ કસીને કમ્મર બાંધો, પ્રિતિ દોરથી પ્રભુને સાંધો;
નમન કરી નારાયણ નોંધો, જેમાં જરી પડે નહિ વાંધો.
કરશે સ્હાય, જદુપતિરાય, ભવસિંધુની ભાવટ જાય. ગાઓ. ૧
રંક તણા એ કાવે રસીઆ, પ્રલ્હાદજીના સ્થંભે વસીઆ;
ગજ છોડાવા જળમાં ધસીઆ, પાંડવ કાજ કરીને ખસીઆ.
ઉગાર્યાં મંઝારી બાળ, પારથના પોતે રખવાળ,
દયા કરે એ દીનદયાળ, સેવકની લેશે સંભાળ. ગાઓ. ૨

## પદ ૨ જું.

આવો આવો આ જ્ઞાન માર્ગે આવો;
લ્હાવો લ્હાવો લ્યો મુનષા દેહનો લ્હાવો. આવો. ટેક.
કામ કરો ભાઈ આખો દહાડો, એક ઘડી તો પ્રભુની કહાડો,
પાપ તણા બહુ ચઢીઆ પહાડો; અક્કલ હોય તો હ્રદય ઉઘાડો;
મોટા ભાઇ મોટાં બાઇ, હરામનું શું બેઠાં ખાઇ. આવો. ૧

ગર્ભનું કષ્ટ પ્રભુએ કાપ્યું, એજ પ્રભુએ જગ સુખ આપ્યું;
તેનું કેમ ન ચુકવો દાપુ, સુતર પીશ વાંકો રહી બાપુ;
માટે ભજન કરી લે આજ, લોકડીઆની મેલી લાજ,
સુનષાદેહનું એ છે કાજ, આનંદરામની ઉતરે દાઝ. આવો. ૨

## પદ ૩ જું.

સ્વામી સ્વામી સેવક શરણે લ્યો સ્વામી;
નામી નામી બળીઆવર છો બહુ નામી. સ્વામી. ટેક.
અધમ ઓધારણ, ભકતો તારણ, દુષ્ટ વિદારણ કષ્ટ નિવારણ,
નારાયણ લેજ્યો પારાયણ, શબ્દ ઉચારણ મુળ મહા કારણ;
દીન દયાળ જગ પ્રતિપાળ, મુકાવો પ્રભુ માયાજાળ. સ્વામી. ૧
સ્હાય કરો ઓ સરજનહાર, ઉતારો ભવ સિંધુ પાર,
થાકયો ધરી ઝાઝા અવતાર હવે ધરો પ્રભુ માયા પાર.
જન્મ મરણથી તારો નાથ, પામર જનનો પકડો હાથ;
અખંડ સુખનું આપો ધામ, અરજ કરે છે આનંદરામ. સ્વામી. ૨

## પદ ૪ થુ.

દેખો દેખો કોઇ નાથ નિરંજન દેખો,
પેખો પેખો પદ પુરણાનંદનું પેખો. દેખો. ટેક.
અદ્વૈત અજર અમર અવિનાશી, અગમ નિગમ અખંડ ધરવાશી,
સર્વોત્તમ એ સ્વયં પ્રકાશી, મુમુક્ષુ જન તે લ્યો ઉપાશી,
ચોઢો ચિત્ત, કરવા પ્રિત, આતમ તારણ તુરીઆતિત. દેખો. ૧
મોક્ષ તણા ધામી, બહુ નામી; સનાતન સિદ્ધ સાચા સ્વામી,
નહિ કંઇ ખામી લ્યો એ પામી, આત્માના એ અંતરયામિ;
માયા પાર બાવન બહાર, એ માટે ઓળખો ઓમકાર,
ગ્રહણ કરો શુદ્ધ જ્ઞાનાકાર, આનંદરામ તણા આધાર. દેખો. ૨

---

## ધુન્ય ૧ લી.

જય જય રામકૃષ્ણ ગોવિંદ, જય જય રામકૃષ્ણ ગોવિંદ. ટેક.
વનમાળી વંદ્રાવનચંદ્ર; જય જય, સુંદિર શાંમળીઆ સુખ કંદ. જયજય. ૧
મોહન માધવ શ્રીમુકુંદ, જય જય; ફેડો માયાનો આ ફંદ. જયજય. ૨
ટાળો મતી હમારી મંદ, જય જય; સઘળા છોડાવો કુછંદ. જયજય. ૩
વંદે મોક્ષ મારગી વૃંદ, જય જય; આનંદરામ તણા આનંદ. જયજય. ૪

## ધુન્ય ૨ જી.

જય જય હરે કૃષ્ણ ગોપાળ, જય જય; હરે કૃષ્ણ ગોપાળ. ટેક.
દામોદર છો દીન દયાળ, જય જય; પ્રાંણી માત્ર તણા પ્રતિપાળ. જયજય. ૧
પ્રભુ કંસ તણા છો કાળ, જય જય; કરૂણાનિધી કૃષ્ણ કૃપાળ. જયજય. ૨
હમારી ટાળો જગજંજાળ, જય જય; સેવક જનની લ્યો સંભાળ. જયજય. ૩
વંદે મોક્ષ મારગી બાળ, જય જય; આનંદરામ તણા રખવાળ. જયજય. ૪

## ધુન્ય ૩ જી.

ભાવે ભજન કરી લ્યો ભાઇ; ભાવે ભજન કરી લ્યો ભાઇ. ટેક.
મળીઓ મનુષા દેહ અવતાર, ભાવે; ઊતરવા ભવસિંધુ પાર. ભાવે. ૧
નરતન રૂપી મળીયુ નાવ, ભાવે; એથી લાખેણો લ્યો લ્હાવ. ભાવે. ૨
જેથી જન્મ મરણ દુઃખ જાય, ભાવે; તેથી જીવની મુક્તિ થાય. ભાવે. ૩
જેમાં અખંડ સુખની એશ, ભાવે; આનંદરામ કરે હંમેશ. ભાવે. ૪

## ધુન્ય ૪ થી.

ભક્તિ કરવી શિર સાટે; ભક્તિ કરવી શિર સાટે. ટેક.
કદી દારૂણ આવે દુઃખ, ભક્તિ; છે એ છેવટમાં બુહુ સુખ. ભક્તિ. ૧
નિંદા ભલે કરે સૌ લોક, ભક્તિ; તેનો ધારવો નહિ મન શોક. ભક્તિ. ૨
ઘરનાં ભલે કરે કકળાટ, ભક્તિ; ઉરમાં ધરવો નહિ ઉચાટ. ભક્તિ. ૩
માંથે ભલે ને આવે મ્હોત, ભક્તિ; આનંદરામ બને કેમ બ્હોત. ભક્તિ. ૪

## ધુન્ય ૫ મી.

રટવા રામ રામ રામને રામ, રટવા રામ રામને રામ. ટેક.
દેવું નારાયણનું નામ, રટવા; સદાય સમરો સુંદિર શ્યામ. રટવા. ૧
ફરતાં ફરતાં ઠામેઠામ, રટવા; ઘરનું પરનું કરતાં કામ. રટવા. ૨
જાતાં ગામ અને પરગામ, રટવા; રળવા જાતાં રૂડા દામ. રટવા. ૩
કમર કસીને રાખો હામ, રટવા; આનંદરામ તજે નહિ માંમ. રટવા. ૪

## ધુન્ય ૬ ઠી.

નારાયણ પરમાત્મા પુરણ બ્રહ્મ હરે;
પારાયણ કર આત્મા તો સંસાર તરે. નારાયણ. ટેક.
એ વીણ કોટી કલ્પે કારજ નહિ સરે;
લક્ષ ન રાખે તો ચોરાશી લક્ષ ફરે. નારાયણ. ૧
ખલક થકીએ અલખ નિરંજન નાથ ઠરે;
બાવન બહાર બીરાજે બાપા એજ ખરે. નારાયણ. ૨

તે ને ભજતાં દુનિઆથી તું શિદ ડરે,
આનંદરામ હમેશાં જેનું ધ્યાન ધરે. નારાયણ. ૩

## પદ ૧ લું.

મુળપદ વિશ્વના સ્વામી–એ રાગ.

સાચો મેં સંગ તમારો કીધો, ગુરૂવર ગુણવંત્તા;
સેવક જાણીને શરણે લીધો; છો બહુ બળવંત્તા. ટેક.
હું અંધની ઉઘાડી આંખો, ગુરૂવર. પક્ષિના જેવી આપી પાંખો. છો. ૧
હું દર્દિ ને દવા તમે આપી, ગુરૂવર. દુષ્ટ ભવ દરદ નાંખ્યુ કાપી. છો. ૨
હું તો અપંગને પગ દીધા, ગુરૂવર. ચાલ્યો હાવે હું રસ્તે સીધા. છો. ૩
એ તો ઉપકાર ભુલુ કેમ હાવે, ગુરૂવર. બેસાડયો ભવસિંધુમાં નાવે. છો. ૪
ન્હોતુ દીઠુ તેમને દેખાડયું, ગુરૂવર. પુરૂ પરમ પદ પેખાડયું. છો. ૫
માંની લેજો મમ મનની સેવા, ગુરૂવર. દયા કરજો દેવાધી દેવા. છો. ૬
પાંમર જનને તમે પલટાયો, ગુરૂવર. આનંદરામ કરી ઓળખાયો. છો. ૭

## પદ ૨ જું.

વિપરીત વિશ્વંભર તમારી માયા, અકળાયો એથી;
ઝાલી લીધો મને જગ રાયા. છોડાવો તેથી. ટેક.
અવળી બુદ્ધિ અતીશે આલે, અ૦ ચિત્ત મારૂ તેના કહ્યામાં ચાલે. છો. ૧
મરકટ રૂપ કરી નાંખ્યુ મન મારૂ, અ૦ મમ કબજે રહેતુ નથી બીચારૂં. છો. ૨
હંકારને ઉનમત કરે છે તે તો, અ૦ મારા કબજામાં તે નથી રહેતો. છો. ૩
તમ માયા મારૂ બહુ બગાડે, અ૦ મુજને દોરે છે રસ્તે આડે. છો. ૪
મોટા મોટા મુનીવરો ફસાયા, અ૦ જેમાં ડુબી ગયા બહુ ડાહ્યા. છો. ૫
તપસી સરખા પણ પડીઆ લપસી, અ૦ એવો લીધો છે મુજને ચપસી. છો. ૬
એણે દેખાડયો આ ભવ દરીઓ, અ૦ ભુલ્યો તે સંગ ભુંડોનો કરીઓ. છો. ૭
માયા સંગ રહેવા નથી મમ મરજી, અ૦ એ છે આનંદરામની અરજી. છો. ૮

## પદ ૩ જું.

ગુરૂગમથી પુરો પ્રાણાયમ ઝાગ્યો, ઓળખ્યા અવિનાશી;
ત્યારે પામર હું દર્શન પામ્યો, પરમપદ વાશી. ટેક.
જ્ઞાનો તેજો મય મુરતિ ભાળી, ઓળ. બિરાજ્યા શુભ પદ્માસન વાળી. પરમ. ૧
મુખડુ મંદહાસ્ય અતિ મલકાતુ, ઓળ. દેખી મન મહારૂ ત્રપ્ત ન થાતુ. પરમ. ૨
એવી મમ લાગી સ્વરૂપમાં સુરતા, ઓળ. મળવા આતમ કરે આતુરતા. પરમ. ૩
દ્રગ અનહદ દીઠાં અમી ભરેલાં, ઓળ. મનહર મુરતી મમ મન હરેલાં. પરમ. ૪
તમ સાથે મેળવી લ્યો મમ આત્મા, ઓળ. આનંદપદ આપો ઓ! પરમાત્મા. પરમ. ૫

## પદ ૪ થું.

પુરણ બ્રહ્મ પરમ પદવાસી, ટાળો મમ તાપો;
અખંડાનંદ અલક્ષ અવિનાશી, અચળ પદ આપો. ટેક.
પાપી પુરો હું પામર પ્રાણી, ટાળો. લીધો મહિમા મે આપનો જાણી. અ. ૧
અકળાયો ધરી અતી અવતારો, ટાળો. પકડયો મેં તેથી પંથ તમારો. અ. ૨
દુનીઆ દુઃખનો દરીઓ દીસે, ટાળો. આધી વ્યાધી ઉપાધી અતીશે. અ. ૩
ભુંડા ભવાબ્ધીમાં બહુ ભટકયો, ટાળો. તેથી હું આપ ચરણમાં અટકયો. અ. ૪
વિત્યામાં રહ્યુ નથી કંઇ બાકી, ટાળો. તુરીયાતીત રહ્યા તમોને તાકી. અ. ૫
ભુંડી ભવભ્રમણાની આ ભ્રાંન્તિ, ટાળો. સરવેશ્વર માગુ સદાની શાંન્તિ. અ. ૬
માયાતિત કરો એટલી મરજી, ટાળો. સુણો આ આનંદરામની અરજી. અ. ૭

---

## પદ ૧ લું.

ભોજન લીજે લાલ હો અલબેલા—એ રાગ.

જમવા આવો આજ, હો જગ સ્વામી;
પ્રસાદ પાવો આજ, હો જગ સ્વામી. જમવા. ટેક.
મુમુક્ષુ પીરસે ભોજન થાળીજો,
જમજો સંભાળી આજ, હો જગ સ્વામી. જમવા. ૧
લક્ષણારૂપી છે લાવશીને લાડુજો;
જુકતે જમાડુ આજ, હો જગ સ્વામી. જમવા. ૨
મનડારૂપી મુરબ્બોને મેવોજો;
થોડો થોડો લેવો આજ, હો જગ સ્વામી. જમવા. ૩
બુદ્ધિરૂપી શિખંડ બાસુદીપુરી સારીજો
દુધપાક ધારી આજ, હો જગ સ્વામી. જમવા. ૪
ચિત્તરૂપી ચુરમુને રોટલી જીણીજો;
રસ ભર્યો છીણી આજ, હો જગ સ્વામી જમવા. ૫
હંકાર રૂપી છે ઓરમુને ઇદડાંજો;
રૂડાં કર્યાં વડાં આજ, હો જગ સ્વામી. જમવા. ૬
શમણારૂપી કળિ કણસાઇને સેવોજો;
મોઘો જમો મેવો આજ; હો જગ સ્વામી. જમવા. ૭
વિષયરૂપી પાપડને પુરણ પોળી જો;
જમો ઘીમાં બોળી આજ, હો જગ સ્વામી. જમવા. ૮
વૃત્તિ રૂપી વંત્યાક શાકને વડીઓ જો;
પીરસી પાપડીઓ આજ, હો જગ સ્વામી. જમવા. ૯
ઇચ્છારૂપી ચટણી ચટાકા અથાણુંજો;
જમી સુખ માંણું આજ, હો જગ સ્વામી. જમવા. ૧૦

ભાવરૂપી ભીંડાને ભજીયાં ભાજીજો;
તે તો તાજી તાજી આજ, હો જગ સ્વામી. જમવા. ૧૧
દીલરૂપી છુટી દાળ ભાત કઢી લેજોજો;
રાયતુ કેલું કહેજો આજ, હો જગ સ્વામી. જમવા. ૧૨
શાન્તિને સંતોષરૂપી જળ ભરીએજો;
આચમન કરીએ આજ, હો જગ સ્વામી. જમવા. ૧૩
પ્રેમરૂપી મુખવાસ પાનને સુપારીજો;
એલચી વરીઆળી આજ, હો જગ સ્વામી. જમવા. ૧૪
આપે છે આનંદરામ શિર સાટેજો;
મોક્ષ થવા માટે આજ, હો જગ સ્વામી. જમવા. ૧૫

## આરતી.

જય જ્ઞેય જય જ્ઞેય જય અંતરયામિ, પ્રભુ જય અંતરયામી,
સરવેશ્વર સચ્ચિદઘન, જ્ઞાન સ્વરૂપ સ્વામી. જય જ્ઞેય જય જ્ઞેય. ટેક.
અખંડ અદ્વૈત આપ, અકરતા આદી, પ્રભુ અકરતા આદી,
નિરાકાર નિરંજન, ન્યારા નિરોપાધી. જય જ્ઞેય જય જ્ઞેય. ૧
નિષ્કલંક નિર્લેપ, નિર્મળ નિર અવ્યય, પ્રભુ નિર્મળ નિર અવ્યય,
નિરાકૃત બહુનામિ, નિશ્ચળ નિરશંશય. જય જ્ઞેય જય જ્ઞેય. ૨
અચળેશ્વર અવ્યકત, અદ્વૈત અવિનાશી. પ્રભુ અદ્વૈત અવિનાશી,
વિમળેશ્વર વિશ્વોત્તમ, પુરણપદવાશી. જય જ્ઞેય જય જ્ઞેય. ૩
તુરીયાતિત તેજોમય, સદગુણ જ્ઞાનાકાર, પ્રભુ સદગુણ જ્ઞાંનાકાર,
માયાથી પર પોતે, વિશ્વના વિશ્વાધાર. જય જ્ઞેય જય જ્ઞેય. ૪
પરમાનંદ પરીબ્રહ્મ, પ્યારા પરમાત્મા, પ્રભુ પ્યારા પરમાત્મા,
પુરૂષોતમ પરમેશ્વર, તારો મમ આત્મા. જય જ્ઞેય જય જ્ઞેય. ૫
મુળ પદ મોક્ષ સ્વરૂપ, ધ્યાન અમે ધરીએ, પ્રભુ ધ્યાન અમો ધરીએ,
આનંદ મંડળ સાથે આરતી નિત્ય કરીએ. જય જ્ઞેય જય જ્ઞેય. ૬

## પદ ૧ લું.

પ્રિયતમ પ્રભુ નમીએ આપને—એ રાગ.

પરીબ્રહ્મ પ્રભુ આપ દયાળ છો, કરૂણાનિધી બાપ કૃપાળ છો. પરી. ટેક.
અધમ ઓધારણ ભકતો તારણ, જગ જનના પ્રતિપાળ છો. પરી. ૧
દુષ્ટ વિદારણ કષ્ટ નિવારણ, જ્ઞાનોમય વિશાળ છો. પરી. ૨
અંતરયામી સદ્ચિદ સ્વામી, કાળ તણા પણ કાળ છો.. પરી. ૩
પુર્ણાનંદ પરમપદ વાસી, આનંદના રખવાળ છો. પરી. ૪

## પદ ૨ જું.

નમો નમો નિરંજન નાથને, શાષ્ટાંગ કરો જોડી હાથને. નમો. ટેક.
મોક્ષમાર્ગિ મંડળજન સૌ, છોડશો નહિ સંગાથને. નમો. ૧
સાયુજ મુક્તિ સાધો બરોબર, તજો માયાના કાથને. નમો. ૨
તુરીયાતિતથી તાર લગાવો, પીયો પુરણ જ્ઞાન કવાથને. નમો. ૩
મહામંત્રથી મહાપદ માણો, લ્હાવો લ્યો એ સાથને. નમો. ૪
આનંદરામ અભયપદ પામ્યો, ભીડો એવી બાથને. નમો. ૫

---

## પદ ૧ લું

સમરો સૌ ગણુપતી એ રાગ.

છેવટના રામ રામ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ટેક.
અખંડ પદ અનુભવ્યામાં આવ્યું, જગહિત કારણ તે દરસાવ્યું;
જેથી મળે મોક્ષ ધામ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ૧
મહેર કરી મુળ બ્રહ્મ મહરાજે, પુસ્તક પુર્ણ થયું મમ આજે;
તત્વ તેમાં છે તમામ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ૨
પંડયા કુળ પ્રગટ જ્ઞાતે દ્વીજ, દયારામ સુત મગનલાલ નિજ;
ઉર્ફે આનંદ નામ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ૩
રૂડા રાજનગર કિલ્લામાં, કાપડીવાડ રાયપુર જીલ્લામાં;
મહારાજશ્રીનો મુકામ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ૪
આતમ તન બંધન તોડાવ્યું, જઠરા જન્મ મરણ છોડાવ્યું;
ગુરૂ મળ્યા ગુણ ગ્રામ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ૫
તેડાવે કોઇ ત્યાં પગ ધરવો, પ્રભુ પ્રિત્યર્થે ઉપદેશ કરવો;
લેવા દેવા નથી દામ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ૬
અંતરની આશીશ સૌ જનને, જ્ઞાનથી મંજન કરજો મનને;
મેળવવા મુળ શ્યાંમ, કરૂ હરીજનોને પ્રણામ. છેવટના. ૭

---

હરિગીત—નિજ ગામ કાજે ત્યાગ કરવું, કુળને પાએ પડી;
વળી દેશ અર્થે તર્ત તજવું, ગામ રાજ્યને તે ઘડી;
તેમ વિશ્વ માટે જરૂર તજીએ, દેશની કરી આખડી;
એમ આતમ અર્થે વિશ્વને, તજવું સદા જ્ઞાને ચઢી. ૧

ૐ અખંડા નંદકી જે.



